# આપણા દેશનો ઇતિહાસ

[પ્રથમ પુસ્તક]

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ

# આપણા દેશનો ઇતિહાસ

[ પ્રથમ પુસ્તક ]

લેખક
નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

પ્રકાશક
શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન
ભાવનગર
૭ આના

સંવત : ૧૯૭૯

*

પ્રત ૧૦૦૦



ચોથી આવૃત્તિ

પ્રકાશક

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન—ભાવનગર

મુદ્રક

રામદાસ મોહનદાસ ગાંધી

નવજીવન મુદ્રણાલય—અમદાવાદ

# બીજી આવૃત્તિની

# પ્રસ્તાવના

આ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવાનો સમય આવ્યો તે માટે ગુજરાત વિદ્યાપીઠનો તેમજ જુદી જુદી રાષ્ટ્રીય શાળાઓનો આભાર માનવો ઘટે છે. એ પુસ્તકની ત્રુટીઓ વિષે ખુદ વર્ગની અંદર કામ કરનારા શિક્ષક ભાઇઓ તેમજ અભ્યાસનિષ્ઠ અધ્યાપકો તરફથી બહુ જ ઓછાં સૂચનો આવે છે એથી ખેદ થાય છે!

મારા મુ. પ્રોફેસર બ. ક. ઠાકોર તરફથી મળેલી કિંમતી સૂચનાઓ માટે તેમનો અત્યંત ઋણી છું; એ સૂચનાઓ અનુસાર આ આવૃત્તિમાં થોડા ફેરફાર પણ કર્યા છે.

માઘ શુદિ ૫/૭૮<br>શ્રી દક્ષિણામૂર્તિ ભવન<br>ભાવનગર

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ

# પ્રસ્તાવના

'આપણા દેશના ઇતિહાસ'નું આ પહેલું પુસ્તક છે.

માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમાં ઇતિહાસનું કયું સ્થાન છે, દેશના ઇતિહાસના અભ્યાસથી ઉગતી પ્રજાને સંસ્કૃતિ વગેરેના કેવા કેવા લાભો થાય છે, ઇતિહાસ કેવી રીતે શીખવવો જોઇયે વગેરે ચર્ચાઓનું આ સ્થાન નથી.

છતાં, ઇતિહાસના આવા પુસ્તકની શાં જરૂર છે એટલું તો અંકાવું જોઇયે.

શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં ઇતિહાસ ગુજરાતી ભાષાદ્વારા શીખવવામાં આવે છે. હિન્દના ઇતિહાસનું વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવું પાઠ્ય પુસ્તક હજી ગુજરાતી ભાષામાં બહાર પડ્યું નથી. આ પુસ્તક આવું એક પાઠ્ય પુસ્તક છે.

ઇતિહાસમાં બે વસ્તુઓનો સમાવેશ થાય છેઃ—

૧ હકીકતો.

૨ હકીકતોને અંગે ઉભી થતી અને હકીકતોનો ઉકેલ કરતી દૃષ્ટિ.

આ પુસ્તકની હકીકતો મોટે ભાગે અંગ્રેજી ભાષામાં લખાયેલાં પુસ્તકોને આધારે લખવામાં આવી છે અને એ રીતે, ઇતિહાસનાં બીજાં પુસ્તકોમાં ને આ પુસ્તકમાં તફાવત ન ગણાય. છતાં પણ, આ પુસ્તકની થોડીએક વિશિષ્ટતાઓ તો છે જ.

આ પુસ્તકની હકીકતો જડ હકીકતો નથી. માધ્યમિક શાળાનાં ઇતિહાસનાં પુસ્તકોમાં હકીકતો ઘણીવાર એવી

રીતે મુકવામાં આવે છે કે વિદ્યાર્થીઓને સ્પર્શ કર્યા વિના તે ઉપરથી જ જાણે વહી જાય. આ પુસ્તકમાં હકીકતોને માત્ર એક બે વાકયોથી જ ન જણાવતાં એ હકીકતોની પાછળની ભૂમિનું દર્શન કરાવ્યું છે, અને એ રીતે હકીકતોને સ્થૂળ રૂપ આપ્યું છે. આ કારણથી આ પુસ્તક વિદ્યાર્થીઓને વધારે રસિક લાગશે અને ઇતિહાસનાં પાત્રો વિદ્યાર્થીઓના સહવાસના મિત્રો જેવાં બની જશે. ઇતિહાસ આવા જીવન્ત સ્વરૂપમા વિદ્યાર્થીઓ પાસે ખડો થાય એ નાનીસૂની વાત નથી.

ઉપરના હેતુથી વિદ્યાર્થીઓ જે જે હકીકતોને રસ-પૂર્વક ઝીલી શકે તે હકીકતોને જ તારવીને આ પુસ્તકમા લીધી છે, અને એ તારવણીમા વિદ્યાર્થીઓની ઉમ્મર વગેરેનો વિચાર તો છે જ.

પરંતુ હકીકતો એકલી કાંઇ ઇતિહાસ નથી. એ હકીકતોને ઉકેલવાની દૃષ્ટિ એ જ ખરી વસ્તુ છે. આપણા દેશનો ઇતિહાસ પ્રજાકીય દૃષ્ટિથી ઉકેલાવો જોઇયે, તેને બદલે આજ સુધી મોટે ભાગે પરદેશી દૃષ્ટિથી ઉકેલાયો છે અને હજી પણ ઉકેલાય છે. વિદેશી ઇતિહાસકારોએ આપણી સંસ્કૃતિને પોતાના ચશ્માંથી જોઇ છે અને એ જ ચશ્મા આપણાં શાળોપયોગી પુસ્તકો લખનારાઓને ધારણ કરવાં પડે છે, એટલે આપણા દેશનો ઇતિહાસ આપણા વિદ્યાર્થીઓની સન્મુખ વિકૃત સ્વરૂપમાં ખડો થાય છે. આપણા વિદ્યાર્થીઓ જાણ્યેઅજાણ્યે એવું માનતા થઇ જાય છે કે બાબર હિન્દુસ્તાનમાં આવ્યો તે પહેલાંનો આપણો ઇતિહાસ, ઇતિહાસ તરીકે બહુ ઉપયોગી નથી, હિન્દનો જૂનો ઇતિહાસ તો પુરાણોનાં ગપ્પાં છે,

મોગલ બાદશાહો અને અંગ્રેજ ગવર્નરોની સરખામણીમાં આપણા હિન્દુ રાજાઓને જંગલી કહી શકાય વગેરે.

આ પુસ્તકમાં આપણા હિન્દુ સમયના ઇતિહાસને યોગ્ય ન્યાય આપવાનો પ્રયત્ન કર્યો છે, એટલું જ નહિ પરંતુ આખા ઇતિહાસને પ્રજાકીય દૃષ્ટિથી વિલોક્યો છે. અલબત્ત, હજી આપણી પ્રજાકીય દૃષ્ટિ બહુ જ અસ્પષ્ટ છે, ઝાખી છે અને એવી ઝાખી જેવી દૃષ્ટિ પણ ઘણીવાર વિદેશીઓના આજ્ઞણથી ઉઘડે છે. છતા પણ, આપણે એક મહાન પ્રજા છીયે, એ પ્રજાત્વના આક આપણા ઇતિહાસના પટ પર સ્પષ્ટ લખાયા છે, આપણે આપણી પોતાની ઉચ્ચ સંસ્કૃતિ છે અને એ સંસ્કૃતિ આજની સુધરેલી દુનીયાને પણ ઘણું શીખવી શકશે વગેરે વધારે ને વધારે સિદ્ધ થતું જાય છે. આ પ્રજાકીય દૃષ્ટિને નજરમા રાખીને આ પુસ્તક લખાયું છે. અલબત્ત, આ પ્રથમ પુસ્તક હોઈ આવું દૃષ્ટિબિન્દુ સ્પષ્ટતાથી તરી આવે એવું નથી, છતાપણ આખા પુસ્તકની રચનામા તે બીજરૂપ રહે છે.

આ દૃષ્ટિથી હકીકતોની પસંદગીમાં પણ તફાવત પડે છે. આપણે એક બાયલી, નમાલી ને પરાધીન રહેવાને સર્જાયેલી પ્રજા છીયે એવો ખોટો ખ્યાલ ઉત્પન્ન કરનારી અર્ધ સાચી હકીકતોને આવા જ કારણથી આ પુસ્તકમા લીધી નથી, તેમજ વિદેશી દૃષ્ટિથી બહુ મહત્ત્વની ગણાતી છતા વસ્તુત. સાધારણ એવી બાબતોને પણ ગૌણ કરી નાખી છે.

ઉપરાંત, આ પુસ્તક Concentric Plan અથવા તો ઉન્મેષ યોજનાને અનુસરીને લખ્યું છે. હાલ ચાલતી યોજનાથી ઇતિહાસ શીખવાય છે તેમા એવી ગોઠવણ છે કે આપણા ઇતિહાસના કાળ પ્રમાણે વિભાગ કલ્પવા અને

શાળાના દરેક ધોરણમાં અમુક અમુક :વિભાગ શીખવવો, એટલે ચાર પાંચ વર્ષોને અંતે હિન્દુસ્તાનનો આખો ઇતિહાસ વિદ્યાર્થી શીખી રહે.

ઉન્મેષ યોજના ઇતિહાસના કાળ પ્રમાણે વિભાગો ન કરતાં દરેક વર્ષે ઇતિહાસના આખા પ્રદેશને સંગ્રહે છે અને એ રીતે ઇતિહાસનો ભાંગ્યોતુટયો ખ્યાલ આપવાને બદલે દર વર્ષે તેનો સળંગ ખ્યાલ આપે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ઉન્મેષ યોજના દર વર્ષે આખા ઇતિહાસને સંકળે છે એથી કરીને તેના વિષયની ગોઠવણીમા સ્હેજ વિશિષ્ટતા આવે છે. દાખલા તરીકે, જે વર્ગમાં હિન્દના ઇતિહાસની શરુઆત કરવી હોય તે વર્ગના વિદ્યાર્થીઓને એ ઇતિહાસની મોટી મોટી ને પાયારૂપ હકીકતો જ આપવામાં આવે છે, અને એ પણ મહાપુરુષોની આસપાસ અમુક રીતે ગોઠવાય છે. આ પ્રમાણે થવાથી થોડી પણ મૂળભૂત હકીકતોના ઇતિહાસની ભૂમ વિદ્યાર્થીઓની સમક્ષ પહેલાં ખડી થાય છે. એ જ વિદ્યાર્થીઓ જ્યારે ઉપરના વર્ગમાં આવે ત્યારે પહેલા વર્ષમાં જે જે હકીકતોના પાયાઓ નંખાયા હોય તેની પૂરણીરૂપે અથવા તો તેના જ વિકાસરૂપે નવી નવી હકીકતો રજુ થાય, હકીકતોમાં સૂક્ષ્મતા વધે, નિવેદનનું દૃષ્ટબિન્દુ ઉચ્ચ થાય વગેરે. આ પ્રમાણે બીજે વર્ષે વિદ્યાર્થીઓ તદ્દન નવું એવું તો કાંઇ શીખતા જ નથી એમ પણ એક રીતે કહી શકાય.

આ યોજનાનો એક મોટો લાભ એ છે કે આ યોજના સ્વાભાવિક હોવાથી વિદ્યાર્થીઓના માનસિક વિકાસને અનુસરીને

જે જે ઐતિહાસિક હકીકતો રજુ કરવી હોય તથા જે જે દૃષ્ટિબિન્દુઓ ઉભાં કરવાં હોય તે સ્હેલાઇથી કરી શકાય છે, અને અમુક અમુક બિન્દુઓમાંથી જ જાણે આખો ઇતિહાસ ફરતો ન હોય એવું વિદ્યાર્થીઓને ભાન થઇ આવે છે.

આ નાના પુસ્તકમાં ઉપર જણાવેલી વિશિષ્ટતાઓ કેટલે અંશે સિદ્ધ થઇ છે તે જોવાનું શિષ્ટ વાચકોને સોંપી હું વિરમું છું.

જેઠ શુદી ૧૫/૭૯ }
શ્રી દક્ષિણામૂર્તિ ગૃહ } નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ
ભાવનગર }

# સાંકળીયું

# રામચંદ્ર

---

## ૧

ઘણાં વર્ષો ઉપર કોસલ દેશમાં દશરથ નામે રાજા રાજ્ય કરતા હતા. કોસલ બહુ રસાળ અને રળિયામણો પ્રદેશ હતો. ત્યાંના લોકો પૈસેટકે સુખી હતા. તેમની રાજધાની સરયૂનદીને કાંઠે અયોધ્યામાં હતી.

દશરથ રાજાને ત્રણ રાણીઓ હતી—કૌસલ્યા, સુમિત્રા ને કૈકેયી; પરંતુ, ઘણી મોટી ઉમ્મર સુધી તેમને કાંઇ સંતાન થયું ન હતું. રાજાએ ગુરુ વસિષ્ઠની સલાહથી એક યજ્ઞ કર્યો, એટલે તેમને ચાર પુત્રો થયા. કૌસલ્યાના પુત્ર રામ સૌથી મોટા હતા; સુમિત્રાને પેટે લક્ષ્મણ ને શત્રુઘ્ન થયા અને કૈકેયીને પેટે ભરત.

રામ નાના હતા તે વખતે એક વાર વિશ્વામિત્ર ઋષિ દશરથના દરબારમાં આવ્યા. રાજાએ તેમનો

સત્કાર કરીને તેમને પૂછ્યું, " મહારાજ, આપનું કેમ પધારવું થયું છે? મારા સરખી કાંઇ આજ્ઞા હોય તો ફરમાવો."

વિશ્વામિત્ર બોલ્યા, " રાજન્, રાક્ષસો અમને બહુ ત્રાસ આપે છે, અમારા તપમાં બહુ જ અડચણ કરે છે અને અમે યજ્ઞો કરીયે છીયે ત્યારે ત્યાં હાડકાં, લોહી વગેરે અપવિત્ર પદાર્થો ફેંકે છે; માટે અમારૂં રક્ષણ કરવા માટે **રામ**ને મારી સાથે મોકલો."

**રામ** બહુ જ નાના હતા તેથી તેમને મોકલવાની **દશરથ**ની છાતી ન ચાલી; પણ જ્યારે **વિશ્વામિત્રે** બહુ આગ્રહ કર્યો ત્યારે કચવાતા મનથી રાજાએ તેમને મોકલ્યા. **લક્ષ્મણ** તો **રામ**ની સાથે જ હતા.

અહીં **રામચંદ્રે** મોટા મોટા રાક્ષસોનો સંહાર કર્યો. રાક્ષસોનો **રાજા રાવણ** પોતે તો દૂર **લંકા**માં રહેતો હતો, પરંતુ તેના બળવાન સગાઓને **રામે** મારી નાખ્યા. આથી ઋષિઓ બહુ જ પ્રસન્ન થયા, પણ રાક્ષસોને **રામ**ની સાથે વેર બંધાયું.

## ૨

આ કાર્ય પૂરૂં થયા પછી **વિશ્વામિત્ર રામલક્ષ્મણ**ને **પૂર્વ** તરફ **વિદેહ**માં લઇ ગયા. **વિદેહ** પણ **કોસલ**ના

જેવો જ ધનધાન્યવાળો પ્રદેશ હતો. તેની રાજધાની મિથિલા હતી. ત્યાં **જનક** રાજા રાજ્ય કરતા હતા. **જનક** રાજાને એક પુત્રી હતી; તેનું નામ **સીતા** હતું.

**વિશ્વામિત્રને** આવ્યા સાંભળી **જનક** તેમની સામા ગયા અને બહુ માનથી તેમને સભામાં આણ્યા.

" મહારાજ જનક, " ઋષિ બોલ્યા, " આ બન્ને દશરથના પુત્રો છે. તેમને **શંકરનું** ધનુષ્ય દેખાડો. "

**જનકે** ધનુષ્યને સભામાં લાવવાનો હુકમ કર્યો. આઠ પૈડાંવાળા એક મોટા ગાડામાં નાખી તેને સભામાં આણ્યું. જે વીર આ ધનુષ્ય ચડાવી શકે તેને **સીતા** પરણાવવી એવી **જનક** રાજાની પ્રતિજ્ઞા હતી.

આજ સુધીમાં ઘણા ઘણા પ્રતાપી રાજાઓ તેને ચડાવવામાં નિષ્ફળ થઇ પાછા ગયા હતા. રાક્ષસોનો રાજા **રાવણ** પણ તેને ચડાવી શક્યો ન હતો.

**રામચંદ્રે** હસતાં હસતાં, બાળક એક ફૂલ ઉપાડે તેમ આ ધનુષ્યને ચડાવ્યું કે તરત જ તેના બે કટકા થઇ ગયા; એટલે **જનકે** **સીતાને** **રામચંદ્રની** સાથે પરણાવી.

પછી **વિશ્વામિત્ર** પોતાને આશ્રમે ગયા. **રામ** પરણીને **અયોધ્યા** પાછા આવતા હતા, ત્યાં રસ્તામાં તેમને **પરશુરામ** મળ્યા. **પરશુરામ** ક્ષત્રિયોના કટ્ટા

દુશ્મન હતા. તેમણે પહેલાં તો **રામને** બહુ ધમકાવ્યા, પરંતુ છેવટે તે **રામચંદ્રને** નમી પડ્યા!

## ૩

દશરથ **મહારાજ** હવે ઘરડા થયા હતા એટલે રાજ્યના કામમાં જોઇયે તેવું પહોંચી શકતા નહિ. એટલા માટે, **રામચંદ્ર** પોતાને રાજ્યકાર્યમાં મદદ કરે એવી દશરથની ઇચ્છા હતી.

મોટા રાજા જીવતાં જે કુંવર તેને રાજ્યના કામમાં મદદ કરવા માટે નીમાય તેને જુના વખતમાં **યુવરાજ** કહેતા. મોટા રાજા ગુજરી જતાં ઘણુંખરૂં આ યુવરાજને ગાદી મળતી.

**રામચંદ્રને** યુવરાજ બનાવવાની મોટી ધામધૂમ ચાલવા લાગી. ઘેર ઘેર આનંદ થઇ રહ્યો; આખા નગરને ધજાઓ ને તોરણોથી શણગારવામાં આવ્યું અને **રામના** અભિષેક માટે સમુદ્રો, નદીઓ, વાવો વગેરેનાં પાણી મંગાવ્યાં. 'આવતી કાલે મારો **રામ** યુવરાજ થશે' એ વિચારથી **કૌસલ્યા** તો ઘેલી બની ગઇ.

પરંતુ બીજે દિવસે સવાર પડી ત્યાં આ સઘળું ફરી ગયું!

**રામને** યુવરાજ બનાવવાના સમાચાર **કૈકેયીને** કાને પડ્યા ત્યારે તેની આંખમાં ઝેર આવ્યું. રાત્રિએ

દશરથ જ્યારે તેને મહેલે આવ્યા ત્યારે કૈકેયી તેમની સાથે રીસાઈ. મહારાજે તેને બહુ બહુ મનાવી ત્યારે તે બોલી, "જો રામને બદલે મારો ભરત યુવરાજ થાય ને રામને ચૌદ વર્ષ સુધી વનમાં મોકલો તો જ હું આપની છું; નહિ તો હું મારો પ્રાણ કાઢીશ." વૃદ્ધ દશરથે તેને ઘણી ઘણી સમજાવી, પણ તેણે પોતાનો હઠ છોડયો નહિ.

સવારે રામચંદ્ર કૈકેયીને મહેલે આવ્યા. રામને આવ્યા સાંભળી કૈકેયી પોતાના ઓરડાની અંદરથી બોલી, "રામ, મહારાજની વતી હું તને કહું છું કે તારે બદલે યુવરાજ તો ભરત થશે અને તારે ચૌદ વર્ષ સુધી વનમાં જવું. મહારાજ આ બે વચનો મને આપી ચૂકયા છે."

રામે જવાબ વાળ્યો, "મહારાજની અને આપની ઈચ્છાને હું માથે ચડાવું છું."

રામ વનમાં જવા માટે તૈયાર થયા. લક્ષ્મણ તથા સીતાએ પણ રામની સાથે જવાની હઠ લીધી; એટલે આગળ રામ, પાછળ સીતા અને સૌથી પાછળ લક્ષ્મણ અયોધ્યામાંથી બહાર નીકળ્યાં.

રામ વનમાં ગયા એટલે પાછળ દશરથ મૃત્યુ પામ્યા.

ભરત આ વખતે પોતાને મોસાળ હતા. તેમણે આવીને પોતાની માતા કૈકેયીને બહુ ઠપકો આપ્યો. ભરત રામચંદ્રને પાછા અયોધ્યામાં લાવવા માટે તેમની પાછળ ગયા, પણ રામ પાછા આવ્યા નહિ; એટલે રામચંદ્રની પાદુકાઓ લઇને ભરત પાછા ફર્યા અને એ પાદુકાઓને સિંહાસન પર રાખી, રામચંદ્રના સેવક તરીકે પોતે રાજ્ય ચલાવવા લાગ્યા.

૪

રામ, સીતા ને લક્ષ્મણ ફરતાં ફરતાં ગોદાવરી નદીને કાંઠે આવ્યાં અને ત્યાં પર્ણકુટિ બાંધી રહેવા લાગ્યાં. અહીં તેઓ બહુ જ સાદું ને સુખી જીવન ગાળતાં હતાં.

એકવાર એક રાક્ષસ સોનેરી હરણનું રૂપ લઇ પર્ણકુટિ પાસે ચરવા આવ્યો. રૂપાળા સોનેરી હરણને જોઇને તેના ચામડાની કાંચળી પહેરવાનું સીતાને મન થયું, એટલે તેણે રામને હરણની પાછળ મોકલ્યા. ઘણે દૂર ગયા પછી મરતાં મરતાં આ કપટી હરણે “ હે લક્ષ્મણ, હે લક્ષ્મણ ” એવી ચીસ પાડી, એટલે સીતા ગભરાયાં. રામને સંકટ પડયું હશે એમ માની સીતાએ લક્ષ્મણને રામની પાછળ મોકલ્યા.

હવે પર્ણકુટિમાં **સીતા** એકલાં જ રહ્યાં. થોડી વારમાં રાક્ષસોનો રાજા **રાવણ** ત્યાં આવ્યો અને **સીતા**ને ઉપાડી ચાલતો થયો.

**રામલક્ષ્મણ** પાછા આવીને જુએ તો **સીતા** મળે નહિ ! તેઓ આમતેમ **સીતા**ને શોધવા લાગ્યા અને **રામ** તો ' **હે સીતે, હે જાનકિ** ' કહી એક બાળકની જેમ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા.

રખડતાં રખડતાં તેમને સમાચાર મળ્યા કે **લંકા**નો રાજા **રાવણ** **સીતા**ને ઉપાડી ગયો છે, એટલે તેઓ દક્ષિણ તરફ ચાલ્યા.

ચાલતાં ચાલતાં તેમને **વાનરો**નો રાજા **સુગ્રીવ** મળ્યા; તેની સાથે તેમને મૈત્રી થઇ. **સુગ્રીવ**નો એક મોટો **વાનર** **હનુમાન** ઠેઠ **લંકા** સુધી જઇને **સીતા**નો ચોકસ પત્તો લઇ આવ્યો.

હવે બધા **લંકા** તરફ ઉપડ્યા. **રામ**, **લક્ષ્મણ**, **સુગ્રીવ** અને તેના **વાનરો** સમુદ્ર ઉતરી સૌ પેલી બાજુ ગયા. ત્યાં **રાવણ** મોટું લશ્કર લઇ લડવા માટે ઉભો હતો. યુદ્ધ ઘણા દિવસો ચાલ્યું, પણ છેવટે **રાવણ** માર્યો ગયો.

**રામ** ને **સીતા** લાંબે વખતે એકઠાં થયાં એટલે તેમના આનંદનો પાર ન રહ્યો.

વનવાસનાં ચૌદ વર્ષ હવે પૂરાં થતાં હતાં, એટલે રામ, લક્ષ્મણ ને સીતા અયોધ્યા આવવા નીકળ્યાં ને લંકાનું રાજ્ય રાવણના ભાઇ વિભીષણને સોંપ્યું.

રામને આવતા સાંભળી ભરતને તથા અયોધ્યાના લોકોને બહુ આનંદ થયો. રામ, સીતા તથા લક્ષ્મણને તેઓએ ઘણા હર્ષથી વધાવ્યાં અને રામનો રાજા તરીકે અભિષેક કર્યો.

એવું કહેવાય છે કે આજ સુધીમાં રામચંદ્રના જેવા રાજા પૃથ્વીની પીઠ પર થયા નથી. તેમના વખતમાં લોકો બહુ સુખી હતા, પૃથ્વી બહુ પાક આપતી, સૌને યોગ્ય ન્યાય મળતો અને કોઇ નાની વયમાં મૃત્યુ પામતું નહિ.

ઘણાં વર્ષો સુધી આવું સારૂં રાજ્ય કરીને રામે દેહ છોડયો. તેમના પછી તેમના પુત્રો લવ ને કુશ ગાદીએ આવ્યા.

# પાંડવો

---

૧

**સ**રસ્વતી નદીને દક્ષિણ કિનારે અને યમુના નદીના પૂર્વપશ્ચિમ કાંઠા ઉપર પહેલાં કુરુ લોકો વસતા હતા. તેઓનું **ભા**રત લોકો એવું પણ નામ હતું. તેમની રાજધાનીનું શહેર **હ**સ્તિનાપુર હતું.

**હ**સ્તિનાપુરમાં **શા**ન્તનુ નામે રાજા રાજ્ય કરતા હતા. તેમને **દે**વવ્રત નામનો એક કુંવર હતો.

**શા**ન્તનુ રાજાને એકવાર એક મચ્છીમારની રૂપાળી દીકરીને પરણવાનું મન થઈ આવ્યું, એટલે તેમણે મચ્છીમારને માગું મોકલ્યું. મચ્છીમારે રાજાને કહેવરાવ્યું, "જો તમે મારી દીકરીનો જે પુત્ર થાય

તેને જ ગાદીનો વારસ ઠરાવો તો હું મારી દીકરી તમને પરણાવું."

ગાદીનો વારસ તો દેવવ્રત હતો, એટલે **શાન્તનુ** ઉપરની વાતમાં હા પાડી શકે તેમ ન હતું. તે વખતે તો રાજાએ વાત પડી મુકી; પરંતુ એ મચ્છીમારની દીકરી એટલી બધી રૂપાળી હતી કે **શાન્તનુના** મનમાંથી તે ખસી નહિ. આથી કરીને, **શાન્તનુને** રાતદિવસ જરાય ચેન પડે નહિ.

કુંવરને આ વાતની ખબર પડી. તેણે પોતાના મનમાં વિચાર કર્યો, "હું ગાદીનો વારસ છું એટલા માટે મચ્છીમાર પિતાને દીકરી આપતો નથી. મારા પિતાની ઇચ્છા તેને પરણવાની છે; તો તેમની ઇચ્છાની ખાતર મારે મારી ગાદીને જતી કરવી જોઇયે. પૂજ્ય પિતાની ઇચ્છા કરતાં મારે ગાદી વધારે નથી."

કુંવર પોતે મચ્છીમારને ઘેર ગયો અને પેલા મચ્છીમારને કહ્યું, "જો તમે તમારી દીકરી **મહારાજને** આપતા હો તો ગાદીના વારસ તરીકેનો મારો હક હું ઉઠાવી લઉ છું."

મચ્છીમાર હસતો હસતો બોલ્યો, "એ બધું ઠીક. તમે તમારી ગાદી જતી કરો, પણ કાલ સવારે તમારા

પુત્રો થાય તે ગાદી પાછી નહિ માગે અને યુદ્ધ નહિ જગાવે તેની શી ખાત્રી ? ”

પિતાની ઇચ્છાની ખાતર ગમે તે સહન કરવા કુંવર તૈયાર હતો. તે બોલ્યો, “ તો ત્યારે હું પોતે આખું જીવતર ન પરણવાની પ્રતિજ્ઞા લઉં છું.”

આવી ભારે પ્રતિજ્ઞા સાંભળી સૌ ચકિત થઇ ગયા. પેલા મચ્છીમારે પોતાની દીકરી **શાન્તનુ**ને આપી.

આ **દેવવ્રત** તે જ **ભીષ્મ**.

## ૨

**શાન્તનુ** મચ્છીમારની દીકરી **મત્સ્યગન્ધા**ને પરણ્યા પછી થોડા કાળમાં મૃત્યુ પામ્યા. તેમના પછી મત્સ્યગન્ધાનો પુત્ર **વિચિત્રવીર્ય** ગાદીએ આવ્યો, પણ તે ઝાઝું જીવ્યો નહિ. તેને બે પુત્રો થયાઃ **ધૃતરાષ્ટ્ર** ને **પાંડુ**. ધૃતરાષ્ટ્ર મોટા પણ આંધળા હતા, એટલે **પાંડુ**ને ગાદી મળી.

**પાંડુ** રાજાને પાંચ પુત્રો હતાઃ યુધિષ્ઠિર, **ભીમ**, **અર્જુન**, **નકુલ** અને **સહદેવ**. તેઓ પાંચ **પાંડવો** કહેવાતા. **ધૃતરાષ્ટ્ર**ને સો પુત્રો હતા. તેઓને **કૌરવો** કહેતા. તેમનામાં સૌથી મોટો **દુર્યોધન** હતો.

**પાંડવો**ને અને **કૌરવો**ને નાનપણથી જ રાજાના પુત્રો તરીકે ઉંચી તાલીમ આપવામાં આવતી હતી.

દ્રોણાચાર્ય નામના એક વિદ્વાન બ્રાહ્મણ તેમના ગુરુ હતા. દ્રોણાચાર્યે તેમને તલવાર, ગદા, ધનુષ્ય વગેરે વાપરતાં શીખવ્યું; તેમજ રાજ્ય કેવી રીતે ચલાવવું, લોકોને કેવી રીતે સુખી કરવા, શત્રુની સાથે કેવી રીતે વર્તવું વગેરે બાબતોમાં પણ તેમને હુશિયાર બનાવ્યા. સૌ શિષ્યોમાં અર્જુનની ઉપર દ્રોણની વિશેષ પ્રીતિ હતી.

એક સાથે રહેતાં, એક સાથે જમતાં, એક સાથે સુતાં, બેસતાં, રમતાં અને એક જ ગુરુની પાસે ભણતાં છતાં કૌરવોને પાંડવોની સાથે વેર બંધાયું.

પાંડુ રાજા મરણ પામ્યા પછી થોડો વખત ધૃતરાષ્ટ્રે રાજ્ય ચલાવ્યું અને યુધિષ્ઠિરને યુવરાજ રાખ્યા. કૌરવો આ દેખી શક્યા નહિ. તેમની વચ્ચે વેર એટલું બધું વધી પડ્યું કે એકવાર પાંડવોને જીવતા સળગાવી મુકવાની દુર્યોધને યુક્તિ રચી; પણ પાંડવો તેમાંથી બચી ગયા અને જંગલોમાં નીકળી ગયા.

તેઓ રખડતા રખડતા કાંપિલ્ય નગરીમાં આવી પહોંચ્યા. કાંપિલ્ય ગંગાયમુનાની વચ્ચે આવેલા પાંચાલની રાજધાની હતું, ને ત્યાં દ્રુપદ રાજા રાજ્ય કરતા હતા. આ વખતે કાંપિલ્યમાં દ્રુપદે પોતાની પુત્રી

દ્રૌપદીનો સ્વયંવર આરંભ્યો હતો, એટલે દેશદેશના રાજાઓ ત્યાં એકઠા થયા હતા.

સ્વયંવરને દિવસે બ્રાહ્મણોના વેષમાં **પાંડવો** પણ સભામંડપમાં ગયા. ત્યાં એક બાજુ ઉંચે એક ચક્ર ફરતું હતું ને તે ચક્રની ઉપર એક નિશાન હતું. ચક્રની બરાબર નીચે પાણીનો કુંડ રચેલો હતો, તેમાં ચક્ર અને નિશાનનાં પ્રતિબિંબ પડતાં હતાં. આ પ્રતિબિંબ સામે જ જોઇ રહીને પાંચ બાણ છોડવાં અને ચક્ર ઉપરનું નિશાન વીંધવું એ શરત ઠરાવેલી હતી. જે કોઈ કુલવાન વીર આ કસોટીમાં વિજય મેળવે તેને દ્રૌપદી પરણવાની હતી.

ઘણા રાજાઓએ ઉપર પ્રમાણે નિશાનને વીંધવાનો પ્રયત્ન કર્યો, પણ કાંઈ વળ્યું નહિ. **કૌરવો** પણ ફાવ્યા નહિ. આખરે, બ્રાહ્મણના વેષમાં **અર્જુન** આગળ આવ્યો ને શરત પ્રમાણે નિશાન વીંધ્યું. પહેલાં તો **અર્જુનને** બ્રાહ્મણ ધારી રાજાઓએ મોટું ધાંધલ મચાવ્યું, પણ આખરે સૌને ખબર પડી કે એ તો **પાંડુનો** પુત્ર અને **દ્રોણનો** વ્હાલો શિષ્ય **અર્જુન** છે.

**પાંડવો** દ્રૌપદીને પરણીને ઘેર આવ્યા ત્યારે ધૃતરાષ્ટ્રે તેમને અર્ધ રાજ્ય આપ્યું. તેઓએ **યમુનાને** કાંઠે ઇંદ્રપ્રસ્થમાં પોતાની જુદી રાજધાની સ્થાપી.

પાંડવોની હવે દિવસે દિવસે ચડતી થવા લાગી. પાંચે ભાઇઓ બહુ જ સંપથી રહેતા હતા. મોટા યુધિષ્ઠિર તો ધર્માત્મા હતા અને ચારે ભાઇઓ તેમનું વચન લોપતા નહિ. યુધિષ્ઠિર એવા સત્યવાદી હતા કે શત્રુઓ પણ સાચુંખોટું નક્કી કરવું હોય ત્યારે તેમને પૂછે અને તેમના શબ્દોમાં વિશ્વાસ રાખે.

**પાંડવોએ** ચોમેરના રાજાઓને જીતીને ઘણું દ્રવ્ય મેળવ્યું. **દ્વારકાના શ્રીકૃષ્ણ પાંડવોના** સગા હતા ને **અર્જુનના** ખાસ મિત્ર હતા. **પાંડવોને** તેમની મોટી ઓથ હતી.

**પાંડવોની** ચડતી જોઇને **દુર્યોધન** તો નિરંતર બળતો હતો. કોઇ પણ ઉપાયથી **પાંડવોનું** ભૂંડું કરવું એવી તેની નેમ હતી. તેનો મામો **શકુની**, તેનો ભાઇ **દુ:શાસન** અને તેનો મિત્ર **કર્ણ** એ ત્રણે તેને હલકી સલાહ આપ્યા કરતા. તેમની સલાહથી એકવાર **દુર્યોધને યુધિષ્ઠિરને** જુગટું રમવાનું આમંત્રણ કર્યું.

જુગાર ન રમવું જોઇયે એ જાણતા છતાં યુધિષ્ઠિર તે આમંત્રણને પાછું વાળી ન શક્યા. રમતમાં યુધિષ્ઠિર એક પછી એક દાવ હારતા ગયા. પહેલા દાવમાં તેમણે પોતાનું ધન ખોયું; ત્યાર પછી રાજ્ય ખોયું;

ત્યાર પછી પોતે અને પોતાના ભાઇઓ કૌરવોના દાસ થયા. છેવટે યુધિષ્ઠિરે દ્રૌપદીને પણ હોડમાં મુકી અને તેમાં પણ હાર્યો. હવે હોડમાં મુકવાનું કાંઈ રહ્યું નહિ અને યુધિષ્ઠિરનો જુગારનો જોસ ઉતરી ગયો !

દુઃશાસન દ્રૌપદીને ચોટલો પકડી સભામાં લાવ્યો. પાંચાલના રાજાની પુત્રી અને ઇંદ્રિપ્રસ્થની પટરાણીને સભામાં તેણે પછાડી ત્યારે ભીષ્મ, દ્રોણ વગેરે નીચું જોઇ ગયા !

દ્રૌપદી પોતાનું વસ્ત્ર પકડી રાખતી બોલી, " મને લાગે છે કે ભરત કુળનો નાશ સમીપ આવ્યો છે, નહિતર ભીષ્મ અને દ્રોણ જેવા વૃદ્ધો જીવતા હોય છતાં અબળાઓ ઉપર આવો જુલમ શી રીતે થાય ? "

હવે દુઃશાસન દ્રૌપદીનું ચીર ખેંચવા લાગ્યો. ધર્મચુસ્ત વિદૂર સભા છોડી ચાલતા થયા અને આખી સભા નીચું જોઇ ગઈ.

એવામાં અંધ ધૃતરાષ્ટ્ર સભામાં આવ્યા. તેમણે સતી દ્રૌપદીને પોતાના ખોળામાં બેસાડી શાંત કરી અને પાંડવોને તેમજ દ્રૌપદીને દાસપણામાંથી મુક્ત કર્યાં.

આ જુગારને અંતે એવું નક્કી થયું કે પાંડવોએ બાર વર્ષ વનમાં વસવું અને તેરમું વર્ષ તેમને કોઇ

ઓળખી ન શકે તેવી રીતે ગાળવું. આ પ્રમાણે કર્યા પછી ચૌદમે વર્ષે તેમને રાજ્યનો અર્ધ હિસ્સો પાછો મળે.

પાંચે પાંડવો અને દ્રૌપદી વલ્કલ ધારણ કરી વનમાં ચાલતાં થયાં.

૪

પાંડવોએ જુદાં જુદાં અરણ્યોમાં બાર વર્ષો ગાળ્યાં. આ વર્ષો દરમીયાન તેમને માથે ઘણું ઘણું દુઃખ પડયું; દુર્યોધને વનવાસમાં પણ તેમને સતાવવામાં બાકી ન રાખી; પરંતુ આ સર્વ દુઃખ તેમણે ધીરજથી સહન કર્યું.

તેરમા વર્ષમાં નામઠામ બદલીને તેઓ વિરાટ નગરમાં રહ્યા. તેરમા વર્ષને અંતે તેઓ છતા થયા અને કાકા ધૃતરાષ્ટ્રની પાસે અર્ધ રાજ્ય માગ્યું.

ધૃતરાષ્ટ્ર દુર્યોધનની દુષ્ટતા જાણતા હતા છતાં તે કહે તેમજ કરતા. દુર્યોધને પાંડવોને તેમનું રાજ્ય આપવાની ના પાડી. પાંડવોએ તેને ઘણી ઘણી રીતે કહાવ્યું અને છેવટ શ્રીકૃષ્ણને આ બાબતની વિષ્ટિ કરવા માટે મોકલ્યા. શ્રીકૃષ્ણે પાંડવોને માટે અર્ધ ભાગને બદલે છેવટ પાંચ ગામની માગણી કરી, તોપણ દુર્યોધને કહ્યું, "એક સોયની અણી ઉભી રહે તેટલી જમીન પણ પાંડવોને નહિ મળે."

હવે યુદ્ધ વિના બીજો રસ્તો ન રહ્યો. કુરુક્ષેત્રના મેદાનમાં પાંડવો અને કૌરવોની વચ્ચે મોટું યુદ્ધ થયું, અને એ અઢાર દિવસના યુદ્ધમાં બન્ને પક્ષનાં ઘણાં માણસોનો સંહાર થયો. કૌરવો સઘળા મરણ પામ્યા; ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુઃશાસન, દુર્યોધન સૌ મરી ગયા. પાંડવો તરફથી પણ દ્રુપદ રાજા, ભીમનો દીકરો ઘટોત્કચ, અર્જુનનો પુત્ર અભિમન્યુ, દ્રૌપદીના બધા પુત્રો વગેરે મૃત્યુ પામ્યા. યુદ્ધને અંતે પાંડવોનો વિજય થયો. આ વિજયમાં પાંડવોને શ્રીકૃષ્ણની મોટી મદદ હતી.

હવે યુધિષ્ઠિર રાજા થયા. તેમણે થોડો વખત શાંતિથી રાજ્ય કર્યું; પરંતુ રાજ્યને ખાતર આટલાં બધાં મનુષ્યોનું લોહી રેડાયું એ વિચારથી તેમનું મન દુભાયા કરતું હતું.

આ પ્રસંગે સમાચાર મળ્યા કે દ્વારિકામાં બધા યાદવો પરસ્પર લડીને મરી ગયા છે અને શ્રીકૃષ્ણે પણ પોતાનો દેહ છોડ્યો છે. આ સાંભળીને પાંડવોનું મન વધારે ઉદાસ થયું. તેમને લાગ્યું કે હવે આપણે પણ રાજપાટથી પરવારી ચાલતા થવું.

એટલે અભિમન્યુના પુત્ર પરિક્ષિતને ગાદી સોંપીને પાંડવો તથા દ્રૌપદી ચાલી નીકળ્યાં.

# ગૌતમબુદ્ધ

[ પાંડવોના વખતમાં મગધદેશમાં જરાસંધ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે શ્રીકૃષ્ણનો કટ્ટો દુશ્મન હતો અને પાંડવોએ તથા શ્રીકૃષ્ણે તેને માર્યો હતો.

જરાસંધની પછી મગધદેશમાં ઘણા રાજાઓ થઈ ગયા; તેમાંના એક બિંબિસાર રાજાના વખતમાં આપણા દેશમાં એક મહાપુરુષનો જન્મ થયો. ]

હિમાલયની તળેટીના ભાગમાં આજથી લગભગ અઢી હજાર વર્ષો પહેલાં શાક્ય લોકો રહેતા હતા. તેમની રાજધાની કપિલવસ્તુ હતી; ત્યાં શુદ્ધોદન રાજા રાજ્ય ચલાવતા હતા.

શુદ્ધોદનને માયાદેવી નામની સ્ત્રી હતી. મોટી ઉમ્મર સુધી તેમને કાંઈ સંતાન થયું ન હતું; પણ આખરે, તેમને એક પુત્ર થયો; તેનું નામ સિદ્ધાર્થ પાડ્યું.

સિદ્ધાર્થ રૂપાળો અને બહાદુર હતો. નાનપણમાં તેને ધનુષ્ય, તલવાર, ભાલો વગેરે વાપરતાં શીખવ્યું હતું; પરંતુ તે એટલો બધો દયાળુ હતો કે કોઇને જરાય ઈજા થાય તે જોઈ શકે નહિ. મૃગયા કરવા જતાં ઘણીવાર તેને બીચારાં હરણો પર એટલી બધી દયા આવતી કે તે ખાલી હાથે પાછો આવતો. ખેતરોમાં ખેડુતો પરોણીની આર મારી બળદોને લોહી કાઢે તે જોઇને સિદ્ધાર્થને ઘણીવાર બહુ લાગી આવતું. કોઈ પણ જીવતા જીવને દુઃખ થાય ત્યારે સિદ્ધાર્થને દુઃખ થતું.

સિદ્ધાર્થ મોટો થયો ત્યારે યશોધરાને પરણ્યો; તેમને રાહુલ નામનો પુત્ર થયો.

સિદ્ધાર્થ રાજાનો કુંવર હતો; તેને રહેવાના સુંદર મહેલો હતા, ખાવાપીવા માટે ભાતભાતના પદાર્થો હતા, કામ કરવા માટે નોકરચાકરોની ખોટ ન હતી, ને સ્ત્રીપુત્રનું પણ સુખ હતું.

છતાં સિદ્ધાર્થને દિનપરદિન એમ જ લાગતું કે દુનીયામાં બધે દુઃખ, દુઃખ ને દુઃખ જ છે. સિદ્ધાર્થની

આ વૃત્તિનો ખ્યાલ નીચેની આખ્યાયિકા ઉપરથી બરાબર આવે છે.

કહે છે કે એક વખત કપિલવસ્તુની શેરીઓમાં ફરતાં ફરતાં તેણે એક ઘરડા માણસને જોયો. તેના માથાના વાળ ધોળા થઇ ગયા હતા, તેનું શરીર બેવડ વળી ગયું હતું, તેનાં ગાત્રો ઢીલાં પડી ગયાં હતાં, તેની આંખે બરાબર દેખાતું ન હતું અને હાથમાં લાકડી પણ ધ્રૂજતી હતી. આ માણસને જોઇને સિદ્ધાર્થને પોતાના શરીર ઉપરથી ભાવ ઉતરી ગયો. તેને વિચારો આવવા લાગ્યા, 'જો સૌને ઘડપણ આવવાનું જ હોય, જો હું, પિતા, વ્હાલી યશોધરા, પ્રિય પુત્ર રાહુલ, બધાં એક દિવસ ઘરડાં થવાનાં જ હોઇએ તો પછી આ જુવાની, આ સુખો, આ રૂપ એ બધાં શા કામનાં છે? આ મનોહર ઝુલ્ફાં પણ ધોળાં થવાનાં? આ છાતી વળી જવાની? આ હાથો ધ્રૂજવાના? ધિક્કાર છે એવા શરીરને!'

વળી થોડા દિવસ પછી રોગથી પીડાતા એક માણસને જોઇને પણ તેને એવા જ વિચારો આવ્યા.

તેમજ એકવાર લોકો એક મુડદાને સ્મશાને લઇ જતા હતા ત્યારે તો સિદ્ધાર્થનું હૈયું હાથ ન રહ્યું. 'જન્મ્યું તે જવાનું જ' એ વિચાર તેને આવ્યો.

ત્યારે તો રાજ્યનાં સુખો, યશોધરા, રાહુલ—બધાં તેને ખારાં ઝેર જેવાં લાગ્યાં!

આજે તો સિદ્ધાર્થ ઉંડા વિચારમાં ઉતરી પડયો. આખી દુનીયા દુ:ખ અને મૃત્યુમાં સપડાયેલી છે એ જોઇને તેનું હૃદય ચીરાઇ જતું હતું. 'આ દુ:ખ અને મૃત્યુમાંથી શી રીતે છૂટવું' એ એક જ વિચાર તેના મનમાં ઘોળાતો હતો.

રાત્રિએ સૌ સૂઈ ગયાં ત્યારે સિદ્ધાર્થ ઘોડેસ્વાર થઇ ગામની બહાર નીકળ્યો. થોડે દૂર જઇ તેણે પોતાનો રાજવી પોષાક ઉતારી નાંખ્યો અને ભગવો ધારણ કર્યો. દુ:ખ અને મૃત્યુમાંથી છૂટવાનો ઉપાય શોધવા માટે રાજકુમાર દુનીયાને છોડી ચાલતો થયો.

૨

'તપશ્ચર્યા કરવાથી મારે: જે જોઇયે છીયે તે મળશે' એમ ધારી તેણે તપશ્ચર્યા આદરી. છ વર્ષો સુધી ગયા પાસેનાં જંગલોમાં તેણે ઉગ્ર તપ કર્યું અને શરીરને પણ ગાળી નાંખ્યું. તેણે પોતાનો આહાર ઘણો જ ઘટાડી નાંખ્યો. એક વખત તો નબળાઇથી તેને મૂર્છા આવી ગઇ હતી.

આવા તપને અંતે પણ સિદ્ધાર્થને સંતોષ ન થયો; તેને જે જ્ઞાન જોઇતું હતું તે ન મળ્યું. હવે

સિદ્ધાર્થને જણાયું કે એકલું દેહકષ્ટ નકામું છે. પછી તે જરૂર જેટલો આહાર લેવા લાગ્યો એટલે તેના શરીરમાં પાછું બળ આવવા લાગ્યું.

એકવાર ગયાના જંગલમાં એક વૃક્ષ નીચે સિદ્ધાર્થ ધ્યાનમાં બેઠો. ધ્યાનમાં એક, બે, ત્રણ .......એમ ઓગણપચાસ દિવસો વહી ગયા. છેવટે, જે જ્ઞાન માટે તેણે રાજપાટ છોડયું હતું તે જ્ઞાન તેને એકાએક સ્ફૂર્યું—સિદ્ધાર્થ બુદ્ધ અર્થાત્ જ્ઞાની થયા.

પોતાને દુઃખ અને મૃત્યુમાંથી છૂટવાનું જે જ્ઞાન હાથ લાગ્યું તેનો લોકોને છૂટથી ઉપદેશ કરવા માટે હવે બુદ્ધ ભગવાન કાશી વગેરે સ્થળોમાં ફરવા લાગ્યા.

‘પવિત્ર અને દયાળુ જીવતર ગાળો, દુનીયાની ચીજો માટે લેશ પણ ઇચ્છા ન કરો ને પ્રાણીમાત્ર ઉપર સ્નેહ, દયા રાખો; આ જ ખરો ધર્મ છે. આથી જ માણસ મૃત્યુથી છૂટો થાય છે.’ આવો બુદ્ધ પ્રભુનો ઉપદેશ હતો.

ભગવાન બુદ્ધ એકવાર બિંબિસાર રાજાની નગરીમાં જઇ ચડયા. આ વખતે રાજાએ મોટો યજ્ઞ આરંભ્યો હતો અને તેમાં હોમવા માટે ઘણાં પશુઓ તૈયાર કર્યાં હતાં. ભગવાન યજ્ઞભૂમિમાં જઇને બિંબિ-

સારને કહેવા લાગ્યા, "રાજન્, પ્રાણીમાત્રને જીવવું ગમે છે. આ બિચારાં પશુઓને હોમવાથી ધર્મ થાય છે એમ આપ માનતા હો તો આપની મોટી ભૂલ છે. બીજાંને દુઃખ દેવાથી આપણને પુણ્ય થાય જ નહિ. હિંસા તો બધા અધર્મનું મૂળ છે.

'પવિત્ર રહેવું અને સૌની ઉપર દયા રાખવી એ જ મનુષ્યનો સાચો ધર્મ છે.'"

બુદ્ધના શબ્દો સાંભળી બિંબિસારે પશુઓને છોડી મૂકયાં ને પોતે બુદ્ધધર્મની દીક્ષા લીધી

પાછળથી એકવાર ભગવાન બુદ્ધ કપિલવસ્તુમાં ગયા. ત્યાં તેમના પિતા, યશોધરા, રાહુલ અને ઘણા લોકો તેમના શિષ્ય થયા.

૮૦ વર્ષની ઉમ્મર સુધી કોસલ અને મગધના પ્રદેશમાં બુદ્ધધર્મનો ઉપદેશ કર્યો અને અંતે કુશી-નગરમાં તેમણે પોતાનો દેહ છોડયો.

અંતકાળે પોતાના રડતા શિષ્યોને બુદ્ધ પ્રભુએ કહ્યું, "તમે રડો નહિ; તમે મને ન સંભારતા, પણ મારા ઉપદેશને સંભારજો. પ્રાણીઓ ઉપર દયા રાખજો. બહુ જ પવિત્ર જીવતર ગાળજો. આમ કરવાથી તમને સાચું સુખ મળશે."

[બુદ્ધ ભગવાનના નિર્વાણ પછી તેમનો ધર્મ બહુ ફેલાયો. ઠેઠ **ચીન** ને **જાપાન** સુધી બુદ્ધધર્મના ઉપદેશકો ઉપદેશ કરવા ગયા હતા. અત્યારે આપણા દેશમાં એ ધર્મ ચાલતો નથી; પરંતુ **ચીન**, **જાપાન**, **બરમા** અને **લંકામાં** અત્યારે પણ ઘણા લોકો એ ધર્મને માને છે.]

# અશોક

---

૧

[બુદ્ધના નિર્વાણ પછી લગભગ ૧૫૦ વર્ષે ગ્રીસ દેશનો મહાન સિકંદર હિન્દુસ્તાન ઉપર ચડી આવ્યો. તેણે પંજાબનો કેટલોક ભાગ જીત્યો, પરંતુ જીત મેળવીને તરત જ તેને પાછા જવું પડ્યું. સિકંદરના ગયા પછી ચંદ્રગુપ્ત નામના એક રાજાએ તેની સત્તા ઉખેડી નાંખી અને મગધની ગાદી પણ હાથ કરી.]

મગધદેશ ગંગાનદી અને વિન્ધ્યાચળના પ્રદેશની વચ્ચે આવેલો હતો. તેની પશ્ચિમની સીમા ઉપર સોન (સુવર્ણભદ્રા) નદી વહેતી હતી. પહેલાં તેની રાજધાની રાજગૃહ હતી; પણ પાછળથી એક રાજાએ પાટલીપુત્રને વસાવી ત્યાં રાજધાની કરી હતી.

ચંદ્રગુપ્તની પછી તેનો પૌત્ર **અશોક** ઈ. સ. પૂર્વે ૨૭૨ માં ગાદીએ આવ્યો.

એમ કહેવાય છે અશોક નાનપણમાં બહુ જ તોફાની ને ક્રૂર હતો. ગાદીએ આવ્યા પછી તેણે પાટલીપુત્રમાં એક **'નરકસ્થાન'** બનાવ્યું હતું. એક મોટા મેદાનમાં ચારે બાજુ મજબૂત ભીંતો ચણીને અંદર ધારવાળાં ચક્રો, ધગધગતા લોઢાના થાંભલાઓ, ઉકળતી કડાઓ વગેરે ગોઠવ્યાં હતાં. શરૂઆતમાં તો ગુન્હેગારને જ આ નરકસ્થાનમાં લઇ જઇ મારી નાંખવામાં આવતો; પરંતુ પાછળથી તો એવું થઇ ગયું કે જે કોઇ જાણ્યેઅજાણ્યે આ સ્થાનમાં આવી ચડે તેને પણ મારી નાંખવામાં આવતો.

એક વખત બુદ્ધધર્મનો એક ભિક્ષુ ત્યાં જઇ ચડયો. એ સ્થાન પાસે પહોંચ્યો કે તરત જ માણસો તેને અંદર લઈ ગયા અને મારી નાંખવાની તૈયારી કરવા લાગ્યા. ભિક્ષુએ બહુ કરગરીને કહ્યું, "મરી ગયા પહેલાં મારા ધર્મનું ચિંતન કરવાની બે ઘડીની મને રજા આપો, અને પછી તમારે જે કરવું હોય તે સુખેથી કરો."

આ બે ઘડી દરમીયાન વળી એક બીજો માણસ બાપડો ત્યાં ફસાઇ પડયો! નરકસ્થાનનાં માણસોએ આ માણસને એક ચક્ર ઉપર ચડાવી તેનું માથું કાપી

નાંખ્યું. આ ભયંકર દેખાવ જોઇને પેલા ભિક્ષુનું હૃદય તો વીંધાઇ ગયું ! 'શરીર કેવું નાશવંત છે' એ વિચારમાં ને વિચારમાં તેને એકાએક જ્ઞાન થઇ આવ્યું.

એ ઘડી વીત્યા પછી માણસોએ એ ભિક્ષુને ઉકળતા તેલની કડામાં નાંખ્યો. તેલ ઘણું જ ગરમ હતું અને નીચે અગ્નિ પણ સખ્ત હતો; પરંતુ આ ભિક્ષુ પડ્યો કે તરત જ કડાની અંદરનું તેલ ઠરી ગયું !

માણસો ચકિત થઇ ઉભા રહ્યા ! અશોકને કાને આ સમાચાર ગયા, એટલે તે પોતે પણ ત્યાં આવ્યો ને તેને પણ બહુ આશ્ચર્ય થયું.

અશોકે આ જ્ઞાની ભિક્ષુને બહાર કઢાવ્યો અને પોતે તેને ચરણે નમ્યો.

ભિક્ષુ બોલ્યો, "રાજન્, કોઇપણ પ્રાણીની હિંસા કરવી એ અધર્મ છે; તેમાં પણ કાંઇ પણ કારણ વિના માણસ માણસની હિંસા કરે એ તો અધમની ટોચ કહેવાય. મહારાજ, બુદ્ધ ભગવાને જે ધર્મનાં બારણાં આખી દુનીયાને માટે ખુલ્લાં મુક્યાં છે તેમાં પ્રવેશ કરશો તો તમારૂં કલ્યાણ થશે."

ત્યાર પછી ભિક્ષુએ અશોકને બુદ્ધધર્મનો ઉપદેશ કર્યો. આ ભિક્ષુનું નામ ઉપગુપ્ત હતું.

એકવાર અશોકે કલિંગ દેશપર ચડાઇ કરી. બંગાળાના ઉપસાગરને કાંઠે મહાનદી અને ગોદાવરીની વચ્ચેનો જે ભાગ છે તેને કલિંગ કહેતા. કલિંગના લોકો સ્વદેશના રક્ષણ માટે ત્રણ વર્ષ સુધી લડ્યા, પણ છેવટે તેઓ હાર્યા. લડાઇમાં ૧,૫૦,૦૦૦ કલિંગો પકડાયા, ૧,૦૦,૦૦૦ કતલ થયા અને લાખો તો અન્નપાણી વિના ટળવળી મુઆ!

લડાઈ પૂરી થયા પછી આવી મોટી ખૂનરેજીથી અશોકને ઘણો પશ્ચાત્તાપ થયો. 'હવે પછી કોઇ વખત લડાઇને અંગે પણ હિંસા ન કરવી' એવી તેણે પ્રતિજ્ઞા લીધી, અને જતે દિવસે તો પોતાના રસોડામાંથી પણ પશુવધ બંધ કરાવ્યો.

અશોકનું રાજ્ય બહુ મોટું હતું. એવા મોટા રાજ્ય ઉપર પણ અશોકની આણ સારી ફરતી. બહુ દૂરના પ્રદેશોમાં પણ અશોકના હાકેમો તેની આજ્ઞાનો બરાબર અમલ કરતા. તેનું એક અસરકારક દૃષ્ટાંત કેટલાએક લોકો આપે છે.

અશોકને કુણાલ નામનો એક પુત્ર હતો. અશોકની માનીતી એક ખટપટી રાણીએ કુણાલને

ઠેઠ તક્ષશિલામાં મોકલ્યો હતો. તક્ષશિલાનો ભાગ આ વખતે મગધના તાબામાં હતો, પણ ત્યાંના લોકો બહુ તોફાની ગણાતા હતા, એટલે રાણીએ કુણાલને ત્યાં કાઢયો હતો.

પણ એવું બન્યું કે કુણાલે તક્ષશિલામાં જઇને પોતાના પ્રતાપથી લોકોને સુધાર્યા અને તેની કીર્તિમાં ઉલટો ઘણો વધારો થયો. રાણી આ ખી શકી નહિ, તેથી તેણે કુણાલનો ઘાટ ઘડવાનો ઉપાય કર્યો.

એકવાર રાણીએ અશોકના નામથી તક્ષશિલાના હાકેમો ઉપર લખ્યું: "તમને આ હુકમ મળે કે તરત જ કુણાલની બન્ને આંખો ફોડી નાંખી તેને જંગલમાં રખડતો મુકજો." આ હુકમ ઉપર રાણીએ રાજ્યનો સીલસિક્કો પણ ચોરી કરીને લગાડયો.

તક્ષશિલાના હાકેમો હુકમ વાંચી તાજુબ થયા! આ હુકમ ખુદ અશોકનો ન પણ હોય એમ તેમને લાગ્યું, અને મહારાજને પૂછાવી પાકા સમાચાર આવે ત્યાર પછી તેનો અમલ કરવો એવા વિચાર ઉપર તેઓ આવ્યા.

પરંતુ કુણાલનો વિચાર જુદો જ હતો. તેણે જણાવ્યું, "જે હુકમ ઉપર રાજ્યનો સીલસિક્કો હોય તે રાજ્યહુકમ જ છે, અને તેનો અમલ થવો જ જોઇયે.

જે હુકમ થયો છે તે યોગ્ય છે કે નહિ તે જોવાનું કામ તમારૂં નથી; એ હુકમનો બરાબર અમલ કરવો એ જ તમારૂં કર્તવ્ય છે. જો આ હુકમનો તમે તરત જ અમલ ન કરો તો તમે ગુન્હેગાર છો." કુણાલે આવી રીતે બહુ દઢ રહીને પોતાની આંખો ફોડાવી નાંખી અને પછી પોતાની સ્ત્રી સાથે ભીખારીને વેષે નીકળી પડયો.

આંધળો કુણાલ હવે સારંગી વગાડીને ગુજરાન ચલાવવા લાગ્યો. ભટકતાં ભટકતાં બન્ને જણ પાટલીપુત્ર આવી ચડયાં. અહીં કુણાલ એક વખત કચેરીમાં સારંગી વગાડવા ગયો ત્યાં તેના ગીત ઉપરથી અશોકને વ્હેમ પડયો, ને તપાસ કરતાં સર્વ હકીકત જાહેર થઈ. અશોક ક્રોધના આવેશમાં આવી રાણીને મારી નાંખવા તૈયાર થયો, પણ કુણાલે તેને અટકાવ્યો. એવું પણ કહેવાય છે કે કુણાલની આવી વર્તણુકથી એક બૌદ્ધ સાધુ તેના ઉપર પ્રસન્ન થયા અને એ સાધુની કૃપાથી તેને આંખો પાછી આવી.

ઈ. સ. પૂર્વે ૨૩૨ માં અશોકે દેહત્યાગ કર્યો.

---

# વિક્રમાદિત્ય

અશોકના મૃત્યુ પછી છસો વર્ષે મગધમાં એક બીજો ચંદ્રગુપ્ત નામનો રાજા થઈ ગયો. તે બહુ પરાક્રમી હતો, તેથી તે વિક્રમાદિત્ય અથવા 'બળનો સૂર્ય' પણ કહેવાય છે.

વિક્રમ માળવાનો પણ રાજા હતો, ને ત્યાં ઉજ્જેનમાં તેની રાજધાની હતી.

વિક્રમ રાજ્ય ચલાવવામાં તેમજ લડાઈ કરવામાં બહુ ચાલાક હતો; પરંતુ, ન્યાય કરવામાં તો તેના જેવો બીજો કોઈ હિન્દુ રાજા થયો જ નથી. વિક્રમરાજાના ન્યાયમાં લોકોને કેટલો બધો વિશ્વાસ હતો, તેમજ રાજા તરીકે તેનામાં કેવા ઉંચા ગુણો હતા તે નીચેની દંતકથા ઉપરથી જણાશે.

વિક્રમના મૃત્યુ પછી ઘણે વર્ષે ઉજ્જેન પણ ભાંગી પડ્યું અને મહેલો હતા ત્યાં ખંડેરો થયાં. આ જગા ઉપર એકવાર કેટલાક છોકરાઓ રમતાં રમતાં લડી પડ્યા. તકરાર જરા વધી પડી, એટલામાં એક છોકરો આગળ આવીને બોલ્યો, "તમે સૌ શાંત થાઓ, હું આપણી તકરાર પતાવું છું; બન્ને પક્ષવાળાઓ પોતપોતાની હકીકત મારી પાસે રજુ કરો એટલે હું ચુકાદો આપીશ."

આ છોકરો પાસેની એક ઉંચાણવાળી જગાપર બેઠો. તેણે બન્ને પક્ષની હકીકત શાંતિથી સાંભળી લીધી, અને તકરારનું ખરૂં કારણ શોધી કાઢ્યું. ધીરજથી વિચાર કરીને તેણે આ તકરારનો એવો સરસ ફેંસલો કર્યો કે બન્ને પક્ષના છોકરાઓ ખુશ થયા અને તકરાર રહી જ નહિ.

ત્યાર પછી જ્યારે જ્યારે છોકરાઓને કાંઇ વાંધો પડે ત્યારે આ છોકરો તે ઉંચી જગા ઉપર બેસી તેનો નીવેડો લાવે. ધીમે ધીમે આ વાત છોકરાઓનાં માબાપોના કાનપર આવી. કોઇકોઈવાર તેઓ પણ છોકરાઓની આ કચેરીમાં આવવા લાગ્યાં. જ્યારે તેઓ પેલા ન્યાયાધીશ છોકરાને ચુકાદો આપતો

સાંભળે ત્યારે તો આ મોટી ઉમ્મરનાં માબાપો પણ છક થઇ જાય !

આ વાત ફેલાતાં ફેલાતાં રાજાના કાન સુધી પહોંચી. આ વાત કચેરીમાં ચાલતી હતી તેવામાં એક વૃદ્ધ માણસ બોલી ઉઠયોઃ 'પહેલાં રાજા વિક્રમનો મહેલ આ સ્થળે હતો એમ મેં સાંભળ્યું છે. એ છોકરો જે ટેકરા પર બેસે છે ત્યાં નીચે રાજા વિક્રમનું ન્યાયાસન હોય તો દૈવ જાણે !'

આ ઉપરથી રાજાએ તે જગાને ખોદાવી તો ત્યાંથી વિક્રમનું ન્યાયાસન નીકળ્યું. ન્યાયાસન આરસનું બનાવેલું હતું; નીચે પાયાની જગાએ પાંખોવાળા બાર સિંહો હતા. પચ્ચાસ માણસોએ ઉપાડીને ન્યાયાસનને મહેલમાં આણ્યું.

૨

રાજાએ તો એક સારો દિવસ જોવરાવ્યો. તે દિવસે જપતપ કરી, ઇશ્વરનું આરાધન કરી, તે ન્યાયાસન પર બેસવાનો તેનો વિચાર હતો.

નક્કી કરેલે દિવસે, ભર કચેરીમાં, રાજા પવિત્ર થઇ ન્યાયાસન પર ચડવા જાય છે કે તરતજ એક સિંહને વાચા થઈઃ—

"સબુર, રાજા ! વીર વિક્રમના ન્યાયાસન પર બેસવાની તારી લાયકાત છે ? તેં કદિ પણ બીજાઓનો મુલક પચાવી પાડવાની ઇચ્છા નથી કરી ? જે બીજાઓનો મુલક પચાવી પાડવાની ઇચ્છા રાખે છે તે વિક્રમ રાજાના આસન પર બેસવાને લાયક નથી."

રાજા એક ડગલું પાછો હઠી ગયો ને બોલ્યો, "એ રીતે તો હું લાયક નથી."

સિંહે કહ્યું, "તો હજી ત્રણ દિવસ વધારે વ્રતોપવાસ કર અને ચોથે દિવસે લાયક થઇને આવજે." સિંહ પાંખો ફફડાવી ઉડી ગયો.

ત્રણ દિવસ પછી રાજા ફરી આવ્યો. જેવો ન્યાયાસન પર ચડવા જાય છે કે તરત જ બીજા સિંહને વાચા થઇ:—

"સબુર, રાજા ! તેં કદિ પણ અન્યાય નથી કર્યો શું ? જે અન્યાય કરે છે તે વીર વિક્રમના આસન પર બેસવાને લાયક નથી."

રાજા:—"એ રીતે હું હજી પણ લાયક નથી."

"હજી બીજા ત્રણ દિવસ તપ કરીને પવિત્ર થા."

બીજો સિંહ પણ પાંખો ફફડાવીને ઉડી ગયો.

આ પ્રમાણે જ્યારે જ્યારે રાજા સિંહાસન પર ચડવા માટે આવે ત્યારે એકાદ સિંહ તેનો એકાદ દોષ બતાવે અને તેને પાછો વાળી ઉડી જાય.

આ પ્રમાણે અગીયાર સિંહો ઉડી ગયા અને એક જ બાકી રહ્યો.

બારમી વખત, નાહી, ધોઇ, પવિત્ર થઇને રાજા આવ્યો. આ વખતે તો રાજા ચોકસ ઉપર ચડી શકશે એમ સૌ ધારતા હતા.

પણ સિંહે પૂછ્યું, "રાજા, તારૂં હ્રદય એક બાળકના હ્રદય જેવું નિર્દોષ છે? જેનું હ્રદય એક બાળકના હ્રદય જેવું ચોખ્ખું હોય તે જ ખરો રાજા છે અને તે જ આ ન્યાયાસન પર બેસવા માટે લાયક છે."

રાજા દીન થઇ ઉભો રહ્યો અને સિંહ આખું ન્યાયાસન લઇ ઉડી ગયો.

---

# પૃથ્વીરાજ ચોહાણ

૧

[પાંડવોએ યમુનાને કાંઠે ઇંદ્રપ્રસ્થમાં પોતાની રાજધાની રાખી હતી તે આપણે જોઇ ગયા છીયે.

પાંડવોની પછી ઘણાં વર્ષો સુધી મોટા મોટા રાજાઓ થઇ ગયા; પણ તેમની રાજધાની મોટે ભાગે પાટલીપુત્રમાં હતી અને જતે દિવસે ઇંદ્રપ્રસ્થ તો હતું ન હતું થઈ ગયું.]

રાજા વિક્રમની પછી પાંચસો છસો વર્ષોએ અનંગપાળ નામનો એક રજપૂત રાજા થઇ ગયો. અનંગપાળે, પહેલાં જ્યાં ઇંદ્રપ્રસ્થ હતું તે જગાએ લાલ કોટ બંધાવ્યો અને તેની આસપાસ નાનું એવું દિલ્હી વસાવ્યું; ઇ. સ. ૧૦૫૦.

આ બનાવ બન્યા પછી સો વર્ષે દિલ્હીમાં અનંગપાળ નામનો એક બીજો રાજા થઈ ગયો. આ રાજાને બે દીકરીઓ હતી. મોટી દીકરીનો પુત્ર જયચંદ્ર રાઠોડ કનોજનો રાજા થયો અને નાની દીકરીનો પૃથ્વીરાજ ચોહાણ અજમેરની ગાદીએ આવ્યો.

ઇ. સ. ૧૧૭૦માં અનંગપાળ બિનવારસ ગુજરી ગયો એટલે દિલ્હીની ગાદી પણ પૃથ્વીરાજને મળી અને તેની સત્તા હતી તેથી પણ ઘણી વધી.

આથી જયચંદ્રને પૃથ્વીરાજની ઇર્ષ્યા થવા લાગી. પોતે પૃથ્વીરાજથી કોઇ પણ રીતે ઉતરતો નથી, પણ ચડીયાતો છે એવું દેખાડવા માટે જયચંદ્ર મથતો હતો. છેવટ, આવી મોટાઈ સિદ્ધ કરવા ખાતર તેણે એક અશ્વમેધ યજ્ઞ આરંભ્યો.

આ યજ્ઞમાં જયચંદ્રે હિન્દુસ્તાનના લગભગ બધા રજપૂત રાજાઓને બોલાવ્યા હતા; અને આ પ્રમાણે આવેલા જુદા જુદા રાજાઓને પોતાના નોકરો તરીકે તેણે યજ્ઞમાં કામો સોંપ્યાં હતાં. પૃથ્વીરાજને પણ તેણે બોલાવ્યો હતો અને તેને દરવાનનું કામ સોંપવાનું નક્કી કર્યું હતું. પોતાનું અપમાન થશે એવા સમાચાર પૃથ્વીરાજને અગાઉથી જ મળ્યા, એટલે યજ્ઞમાં તો તે આવ્યો જ નહિ. પૃથ્વીરાજ ન

આવ્યો ત્યારે જયચંદ્રે ખાસ અપમાન કરવા માટે તેનું એક સોનાનું પૂતળું બનાવીને દરવાજે ઉભું રાખ્યું.

આ જયચંદ્રને સંયુક્તા નામની એક ખૂબસુરત દીકરી હતી. સંયુક્તા આ વખતે ઉમ્મરલાયક થઇ હતી, એટલે તેનો સ્વયંવર પણ જયચંદ્રે અશ્વમેધની સાથે જ રાખ્યો હતો.

સ્વયંવરના દિવસે સંયુક્તા હાથમાં વરમાળ લઇ સભામાં આવી. 'સંયુક્તા આપણને વરમાળ પહેરાવશે' એવી આશા ત્યાં બેઠેલા ઘણા રજપુત રાજાઓને હતી; પરંતુ તેમની કોઈની આશા ફળી નહિ.

સંયુક્તા તો રાજાઓની હારની વચ્ચે ચાલતી ચાલતી ઠેઠ દરવાજા પાસે આવી અને પૃથ્વીરાજના પૂતળાના ગળામાં વરમાળ આરોપી. હજી વરમાળ ગળામાં પડી ન પડી, ત્યાં તો પૂતળાની પાછળથી બહાદૂર પૃથ્વીરાજ અને સો ચુનંદા ચોહાણો એકાએક નીકળી આવ્યા. પૃથ્વીરાજે સંયુક્તાને પોતાના ઘોડા પર લીધી અને ઘોડો દિલ્હી તરફ મારી મુકયો. જયચંદ્ર અને તેના રાઠોડ રજપૂતો ઘણા ઉશ્કેરાઈ ગયા અને તેની પાછળ પડયા પણ કાંઈ વળ્યું નહિ.

આ બનાવથી જયચંદ્રના મનમાં ઉંડો ઘા લાગ્યો અને કોઇ પણ ઉપાયથી પૃથ્વીરાજનું અભિમાન ઉતારવું એવો તેણે નિશ્ચય કર્યો.

૨

પૃથ્વીરાજના વખત પહેલાં થોડાંએક વર્ષોથી મુસલમાન લોકો આ દેશ ઉપર ચઢાઈઓ કરવા લાગ્યા હતા. તેઓ વખતોવખત પશ્ચિમના સીમાડાના પર્વતોમાં થઈને ધસી આવતા, લૂંટફાટ કરતા, મંદિરો વગેરેને તોડી નાખતા ને છેવટ અનેક માણસોને કેદ પકડી, આવ્યા હોય તે માર્ગે ચાલ્યા જતા.

ઈ. સ. ૧૦૨૪માં મહમ્મદ ગિઝનીએ સોમનાથનું મંદિર લૂંટયું હતું અને હિન્દુધર્મનું મોટું અપમાન કર્યું હતું.

રજપૂત લોકો ચુસ્ત હિન્દુઓ હતા અને હિન્દુ ધર્મનું રક્ષણ કરવું એ પોતાની પહેલી ફરજ સમજતા. જ્યારે જ્યારે મુસલમાનો ચડી આવે ત્યારે બધા રજપૂતો એકઠા મળી તેમને હાંકી કાઢવાનો પ્રયત્ન કરતા.

મહમ્મદ ગિઝનીના મૃત્યુ પછી મહમ્મદ ઘોરી નામનો એક બળવાન મુસલમાન સરદાર આ દેશ ઉપર ઈ. સ. ૧૧૯૧માં ચડી આવ્યો હતો; પણ દિલ્હીપતિ પૃથ્વીરાજે થાણેશ્વરની પાસે તેને સજ્જડ હાર ખવરાવી.

બીજે વર્ષે, મહમ્મદ ઘોરી ફરીથી આ દેશ ઉપર ચડી આવ્યો. સંયુક્તાને પરણ્યા પછી

પૃથ્વીરાજ મોજશોખી અને આળસુ બની ગયો હતો, એટલે મહમ્મદ ઘોરી ઘણો આગળ વધી આવ્યો ત્યાં સુધી પૃથ્વીરાજે કાંઇ ધ્યાન આપ્યું નહિ.

પણ મુસલમાનોને બહુ આગળ વધતા જોઇ ચિતોડના રાણા સમરસિંહનું લોહી તપી આવ્યું. સમરસિંહ પૃથ્વીરાજની બેનને પરણ્યો હતો અને તેનો પરમ મિત્ર હતો. આજ સુધીમાં તેણે ઘણા મુસલમાન સરદારોને આ દેશમાં આવતા પાછા વાળ્યા હતા.

સમરસિંહ મોટી સેના લઇ દિલ્હી આવ્યો અને પૃથ્વીરાજને ઊંઘમાંથી જગાડયો. પૃથ્વીરાજ અને તેના શૂરા ચોહાણો લડવાને માટે તૈયાર થયા. રાણી સંયુક્તાએ પોતાના હાથથી પૃથ્વીરાજને બખ્તર પહેરાવ્યું અને હાથમાં સમશેર આપી કહ્યું, ‘મારા નાથ, આ સમશેરથી શત્રુઓનાં માથાં ઉડાવો!’ હવે શૂરા પૃથ્વીરાજનું શૂરાતન પાછું ઝળકી ઉઠયું.

પરંતુ રજપૂતોમાં જોઇયે તેવો સંપ રહ્યો ન હતો. જયચંદ્ર અને બીજા કેટલાક રજપૂત રાજાઓ પૃથ્વીરાજની ઈર્ષ્યાથી તેની મદદે ચડયા નહિ. ઉલટું, પૃથ્વીરાજ હારે તો ઠીક થાય એવી અંદરખાનેથી તેમની ઇચ્છા હતી.

દિલ્હીથી થોડે દૂર થાણેશ્વરની પાસેના મેદાનમાં ફરીવાર મુસલમાનો અને રજપૂતોની વચ્ચે ભારે લડાઇ ચાલી. પહેલાં તો મુસલમાનો હારવાની અણી પર હતા. એવામાં શૂરો સમરસિંહ પડયો, એટલે લશ્કર આખું ભાંગી પડયું. પૃથ્વીરાજને દુશ્મનોએ કેદ પકડયો અને મારી નાખ્યો, એટલે સંયુક્તા તેની પાછળ સતી થઈ.

જયચંદ્રને આ લડાઇના સમાચાર મળ્યા ત્યારે તે બહુ રાજી થયો. પરંતુ બીજે જ વર્ષે ઘોરી સરદાર કનોજ પર ચડી આવ્યો અને જયચંદ્રના બૂરા હાલ કર્યા. રજપૂતોની અંદર કુસંપ એટલો બધો વધી ગયો હતો કે મુસલમાનોની સામે તેઓ એક થઇને લડી શકયા નહિ અને મુસલમાનોએ તેમને એક પછી એક જીત્યા.

આ વખતથી દિલ્હીની ગાદી ને હિન્દનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયાં. આ મુસલમાન રાજાઓ સુલતાન કહેવાતા.

# હસન ગંગુ બ્રાહ્મણી

૧

તઘલખશાહ નામના એક સુલતાનના વખતમાં દિલ્હી શહેરમાં એક જોશી રહેતો હતો; તેનું નામ ગંગુ હતું. ગંગુને ઘેર હસન નામનો એક પઠાણ છોકરો નોકર હતો.

હસન બહુ નિમકહલાલ નોકર હતો. તેની સારી નોકરીના બદલામાં ગંગુએ તેને એક નાનું ખેતર ખેડી ખાવા માટે આપ્યું હતું અને સાથે સાથે એક જોડ બળદ પણ આપ્યા હતા.

એક વખત હસન ખેતરમાં હળ હાંકતો હતો ત્યાં હળ ભોંયમાં ચોંટી ગયું. બળદ ઘણું જોર કરે

પણ હળ નીકળે નહિ. હસને જમીન ખોદીને જોયું તો એક મોટો ત્રાંબાનો ચરૂ તેની નજરે પડ્યો. આ ચરૂમાં અઢળક દ્રવ્ય ભર્યું હતું.

આ બધું દ્રવ્ય લઇ હસન ગંગુની પાસે ગયો અને તેને ચરણે મુકી સઘળી હકીકત કહી.

ગંગુ બોલ્યો, 'હસન, એ ખેતર તો મેં તને આપ્યું છે; તો પછી આ બધું તું લઇ જા.'

હસન ગરીબ પણ સાચા દિલનો હતો. તે બોલ્યો, 'હું ખેતરમાં ખેડ કરી જે નીપજે તેનો ધણી છું. જમીન અને જમીનના પેટામાં જે હોય તે સઘળું તો આપનું છે.'

હસનની આવી પાક દાનતની દિલ્હીના સુલતાનને જ્યારે ખબર પડી ત્યારે તેણે તેને લશ્કરી સરદારનો હોદ્દો આપ્યો.

હવે હસનને ગંગુનું ઘર છોડવું પડ્યું. તે નાનપણમાંથી જ ત્યાં ઉછર્યો હતો અને ગંગુએ તેને પોતાના દીકરાની માફક રાખ્યો હતો. છૂટા પડતી વખતે હસનનું હૈયું ભરાઇ આવ્યું. તે બોલ્યો, 'આપના મારા ઉપર અસંખ્ય ઉપકારો છે, તેનો બદલો હું વાળી શકું તેમ નથી; હું આપનો સેવક છું, તો આપને માટે હું શું કરૂં તે ફરમાવો.'

ગંગુ બોલ્યો, 'મારા જોશમાં એવું જણાય છે કે જતે દિવસે તું એક મોટો માણસ થઇશ. દૈવ કરે ને તું રાજા થા તો તારા નામની સાથે મારું નામ પણ અમર કરજે અને તે વખતે હું જીવતો હઉં તો મને તારો પ્રધાન બનાવજે.'

હસન આજ્ઞા માથે ચડાવી, પગે લાગી, ચાલતો થયો.

૨

થોડા વખત પછી તઘલખશાહનો પુત્ર મહમ્મદ-શાહ ગાદી પર આવ્યો. મહમ્મદશાહે હસનને મોટી જાગીર આપી દક્ષિણમાં મોકલ્યો.

પણ મહમ્મદશાહ બહુ જ વ્હેમી અને જુલ્મી હતો. તેને જરા વ્હેમ પડે કે તરત જ મોટા મોટા સરદારોનાં માથાં તે ઉડાવી દેતો. આથી કરીને ગુજરાતમાં તેમજ દક્ષિણમાં તેના સરદારો તેનાથી કંટાળી ગયા હતા અને તેની સામે બંડ કરવાની તૈયારી કરતા હતા. હસન પણ હવે તો તેના જુલ્મથી કંટાળ્યો હતો.

છેવટે, જ્યારે આ બંડખોરો દક્ષિણમાં એકઠા થયા ત્યારે હસનને તેમણે પોતાનો ઉપરી બનાવ્યો

ને બંડ જાહેર કર્યું. દિલ્હીથી સુલતાને એક મોટું લશ્કર મોકલ્યું. તેને હસને હરાવીને પાછું કાઢયું અને દક્ષિણમાં પોતે સૌના ઉપરી જેવો થયો.

હવે, બધા સરદારોએ એકઠા થઇને હસનને દક્ષિણનો સુલતાન બનાવ્યો અને ઈ. સ. ૧૩૪૭માં તેને માથે મુગટ મુકયો. તે દિવસથી તેના નામના નવા સિક્કાઓ પડવા લાગ્યા.

હસને કૃષ્ણા નદીને કાંઠે ગુલબર્ગામાં પોતાની રાજધાની રાખી. સુલતાન થયા પછી તેણે ગંગુને પોતાનો પ્રધાન બનાવ્યો અને 'ગંગુ બ્રાહ્મણી' એવા શબ્દો રાજ્યના નવા સિક્કા પર દાખલ કર્યા.

એક માણસે એકવાર હસનને પૂછયું, 'દ્રવ્ય અથવા તો લશ્કરની મોટી સામગ્રી વિના તમે સુલતાન શી રીતે થઇ શકયા ?' હસને જવાબ આપ્યો, 'મિત્રો તરફ મારી ખરી લાગણી, શત્રુઓ તરફ પણ ઉદારતા અને દરેક મનુષ્ય તરફ સદ્‌ભાવ, આટલી સામગ્રી શું સુલતાન થવા માટે બસ નથી ?'

હસને સ્થાપેલું રાજ્ય 'બ્રાહ્મણી રાજ્ય' તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

---

# બાબર

[મહમ્મદ ગિઝની અને મહમ્મદ ઘોરી એ બે મુસલમાન સરદારો આ દેશ ઉપર ચડી આવ્યા ત્યારથી દિલ્હીનું રાજ્ય મુસલમાન સુલતાનોના હાથમાં ગયું હતું.

ઈ. સ. ૧૩૯૮ માં વળી એક જંગી તુર્કી સરદાર આ દેશ ઉપર ચડી આવ્યો. આ સરદાર તૈમૂર લંગડો હતો.

તૈમૂર મધ્ય એશીયામાં સમરકંદનો રાજા હતો. આજ સુધીમાં તેણે ઘણા દેશો લૂંટચા હતા, ઘણાં માણસોને જીવતાં કાપી નાખ્યાં હતાં, અસંખ્ય ગામડાંઓને સળગાવી દીધાં હતાં અને મોટામોટા રાજાઓને ગુલામ બનાવ્યા હતા.

આવા ઘાતકી તૈમૂરે દિલ્હી જીત્યું, લૂંટ્યું, સળગાવ્યું ને ચાલતો થયો. તેના ગયા પછી એક સૈકા સુધી દેશમાં અંધાધુની પ્રસરી રહી અને દિલ્હીનો સુલતાન તો માત્ર નામનો રહ્યો.]

આવી સ્થિતિમાં, ઇ. સ. ૧૫૨૬ની સાલમાં પુનઃ એક મોગલ સરદારે આ દેશ ઉપર ચડાઇ કરી અને પાણીપતના મેદાનમાં દિલ્હીના સુલતાનને હરાવી પોતે હિન્દુસ્તાનનો પાદશાહ થયો.

આ સરદાર ઇતિહાસમાં *બાબરના નામથી પ્રસિદ્ધ છે.

તે તૈમૂરના વંશમાંથી જ ઉતરી આવ્યો હતો. તેનો જન્મ ઈ. સ. ૧૪૯૩ માં થયો હતો.

બાબર નાનપણથી જ દુઃખમાં ઉછર્યો હતો. અગીયાર વર્ષની ઉમ્મરે તેના પિતા ગુજરી જવાથી તે મધ્ય એશીયામાં ફરઘાનાનો રાજા થયો; પણ બાબરની પાછળ ઘણા દુશ્મનો હતા, :તેઓ તેને જંપવા દે તેમ ન હતું. બાબર આજ ફરઘાનાનો રાજા હોય, તો કાલ સવારે ડુંગરોની ગાળીમાં રખડતો સ્વાર યા તો ભરવાડોના નેસમાં સંતાઇ રહેલો મેમાન હોય એવું વારંવાર બનતું.

* બાબર—બાબૂર—એટલે વાઘનું બચ્ચું.

પરંતુ, છાંયાતડકાના આવા પ્રસંગોમાં પણ બાબરનાં માણસો તેને વળગી રહેતાં, તેને ખાતર દુઃખ વેઠતાં ને તેની પાછળ પાછળ દુશ્મનોની સામે બાથ ભીડતાં. આનું કારણ એ હતું કે બાબર પોતાનાં માણસો તરફ બહુ જ ભાવ રાખતો અને તેમનાં દુઃખોમાં જાતે ભાગ લેતો. તેની માણસો તરફની આવી મમતાનો એક દાખલો તેના આત્મવૃત્તાંતમાંથી મળી આવે છે.

મોટી ઉમ્મરે બાબર કાબુલનો રાજા થયો ત્યારે એકવાર તે પોતાનાં સગાંવ્હાલાંને મળવા હેરાત ગયો; પણ પાછળ કાબુલમાં એકાએક કાંઇ અડચણ ઉભી થવાથી તેને ઉતાવળે કાબુલ પાછું ફરવું પડયું.

આ વખતે સખત શીયાળો હોવાથી ચોમેર બરફ પડતો હતો અને બાબરને કાબુલના પર્વતોમાં થઇને પસાર થવાનું હતું. બરફ એટલો બધો જોસથી પડતો હતો કે બાબર અને તેનાં માણસો ઘણીવાર તો કેડ કેડ સુધી તેમાં ખૂંચી જતાં; છતાં પણ બાબર ઘોડા પરથી નીચે ઉતરી આગળ ચાલતો અને બરફમાં રસ્તો પાડી બીજાઓને તે રસ્તે લઇ આવતો. તે કહેતો, 'જે ખરો મર્દ છે તે તો આવે પ્રસંગે બનતી મદદ કરે છે.'

ત્રણ ચાર દિવસ સુધી આવી સખ્ત મહેનત થયા પછી એક દિવસે ભારે તોફાન ચડી આવ્યું. આવા બરફના તોફાનમાંથી ભાગ્યે જ કોઈ જીવતો રહે! બાબર અને તેનાં માણસો ટાઢમાં ઠરવા લાગ્યાં. પવનનો સપાટો તો તેમને વીંધી નાખતો હતો.

એવામાં તેઓ એક ગુફા પાસે આવી લાગ્યા. આ ગુફા બહુ જ નાની જણાતી હતી. ગુફા પાસે પહોંચતાં એક માણસે બાબરને નમ્રતાપૂર્વક કહ્યું, 'અંદર પધારો.'

બાબરનો જવાબ તમે સાંભળ્યો છે?

'મારાં માણસો બહાર બરફના તોફાનમાં દુઃખી થાય ને હું આ હુંફ આપનારી ગુફામાં આરામ લઉં એ કેમ બને? આખી ટોળી બહાર ત્રાસ ભોગવે ને હું અંદર નિરાંતે સૂઈ જાઉં? કોઈપણ સાચા આદમીને એ ન શોભે, તો પછી હું તો તમારો સુખદુઃખનો ભાગીદાર છું. જે જે દુઃખ તમે વેઠશો તે હું પણ વેઠીશ. મિત્રોની સાથે મરવાનો લ્હાવો મારે મન તો લગ્ન સમાન છે.'

આવા સરદારને માટે તેનાં માણસો પોતાનો દેહ સુદ્ધાંત કુરબાન કરે એમાં તમને આશ્ચર્ય લાગે છે?

પાછળથી તપાસ કરતાં જણાયું કે તે ગુફામાં સૌનો સમાવેશ થાય એવું છે, એટલે સૌએ તેમાં આશ્રય લીધો.

બાબરે હિન્દુસ્તાન ઉપર ચડાઈ કરી તે વખતે રજપૂત રાજ્યોમાં સૌથી મોટું રાજ્ય મેવાડનું હતું. જોધપુર, અલવાર વગેરે રાજ્યોના રજપૂતો મેવાડના રાણાને અગ્રપદ આપતા અને લડાઈમાં મેવાડના વાવટા નીચે લડતા. મેવાડની ગાદી પર આજ સુધીમાં ઘણા રાજાઓ થઇ ગયા હતા. તેઓએ દિલ્હીના સુલતાનોની સામે પોતાનું હિન્દુ રાજ્ય ટકાવી રાખ્યું હતું.

ઇ. સ. ૧૫૨૬ માં મહારાણો સંગ્રામસિંહ મેવાડનો ગાદીપતિ હતો. ઇતિહાસમાં તે રાણા સંગના નામથી ઓળખાય છે. સંગ એક વીરપુત્ર હતો; તે લડાઇમાં જ મોટો થયો હતો; રણક્ષેત્ર ઉપર તેણે એક આંખ ને એક હાથ ગુમાવ્યાં હતાં; તેના પહાડી શરીર પર ૮૦ જખમોનાં નિશાન હતાં.

દિલ્હીના સુલતાનને હરાવ્યા પછી બાબરને રાણા સંગની સાથે બાથ ભીડવાની આવી. સંગના વાવટા નીચે લડવા માટે રાઠોડો, પરમારો, ચોહાણો વગેરે ફત્તેપુર સિક્રીના મેદાનમાં એકઠા થયા. બાબરને હરાવી દિલ્હીનું ગુમાવેલું રાજ્ય પાછું હિન્દુ રાજાને ઘેર લાવવું એ તેમનો મનોરથ હતો.

બાબરના લશ્કરે પણ થોડે દૂર પડાવ નાખ્યો. બાબર જાતે યુદ્ધમાં રાણા સંગથી ઉતરે એવો ન હતો; પરં બાબરના સિપાઇઓ રજપૂતોનું નામ સાંભળી થરથરતા. હજી સુધી મોગલોએ રજપૂત સમશેરનું પાણી ચાખ્યું ન હતું; છતાં, રજપૂતો ને રજપૂતાણીઓન શૌર્યની વાતો સાંભળીને તેઓ હિમ્મત હારી ગયા હતા.

બન્યું પણ એવું કે લડાઇની શરુઆતમાં જ રજપૂતોએ મોગલોને પાછા હઠાવ્યા. વળી બાબરના એક જોશીએ તો પહેલેથી જણાવ્યું હતું કે 'બાબરનું લશ્કર હારશે.'

આવાં કારણોથી નાહિમ્મત થઇને બાબરના સિપાઇઓએ લડાઈ માંડી વાળવાનો વિચાર કર્યો. પરંતુ બાબર જુદી જ જાતનો આદમી હતો. માથે આફતનાં નગારાં વાગતાં હોય ત્યા પણ તે પોતાની ધીરજ છોડતો નહિ.

તે વિચારમાં પડયો, 'મહા મહેનતે મેળવેલું હિન્દુસ્તાન આમ જ ગુમાવવું તે તો ન બને. કાબુલ તો હજારો માઇલ દૂર છે; એટલે લડાઈમાંથી નાસી જઇએ તોપણ ત્યાં પહોંચાય તેમ તો નથી જ. વળી હિન્દનાં આ ખેતરો, આ અઢળક દોલત કાબુલમાં નથી મળવાનાં.

'ખરે, હું પાપી છું, દારૂડીયો છું, માટે જ ખુદા મારા પર કોપ કરતો હશે.

'હે ખુદા, મારાં પાપ માફ કર. આજથી દારૂનું એક ટીપું પણ ચાખીશ નહિ. યા અલ્લાહ, આ કાફરોને હરાવી મુસલમાન ધર્મનો ફેલાવ કર.'

તરત જ તેણે પોતાનાં માણસોને એકઠાં કરી જાહેર કર્યું, 'કુરાનમાં ખરા મુસલમાનોને દારૂ પીવાની મના છે. છતાં હું દારૂ પીઉં છું ને પાપી બન્યો છું. એટલા માટે જ ખુદાનો મારા પર કોપ થયો લાગે છે. આજથી હું દારૂનું એક ટીપું પણ ન ચાખવાની પ્રતિજ્ઞા લઉં છું. હે પાક પરવરદિગાર, મને માફ કરજે.' એટલું બોલી તેણે બહુ જ કિંમતી દારૂનાં પીપો ઢોળાવી નાખ્યાં ને સોનારૂપાના પ્યાલાઓ તોડાવી નાખ્યા. બાબરની પાછળ ૩૦૦ મોગલોએ દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લીધી.

આ આખા દેખાવથી બાબરનું લશ્કર જાણે હોંશમાં આવી ગયું.

પછી બાબર બોલ્યો, 'મારા રણસંગ્રામના મિત્રો, યાદ રાખો કે આ દુનીયામાં સૌને મરવાનું તો છે જ. અપકીર્તિ લઇને જીવવું એ કરતાં મરવું બહેતર છે. જો આપણે મરીશું તોપણ કાફરોની સામે

લડાઈમાં મરીશું એટલે સ્વર્ગ મળશે; જીતીશું તો આપણા મુસલમાન ધર્મની વૃદ્ધિ થશે. માટે ચાલો, આપણે ખુદાના નામથી સોગંદ લઇયે કે આવા ઉજળા મૃત્યુથી આપણે કદિ ડરવાના નથી. હે ખુદા, આ કાફરોની આંખમાં ધૂળ નાખી અમને—તારા મુસલમાનોને—જીત આપ.'

બાબરના શબ્દોની અદ્ભુત અસર થઇ. મોગલ સિપાઇઓ એક અવાજે ગાજી ઉઠયા, 'અમે કુરાનના સોગંદ ખાઇને કહીયે છીયે કે જ્યાં સુધી અમારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી અમે આ કાફરોની સામે લડીશું.'

આવા જુસ્સાથી બાબરનું લશ્કર ઉપડયું. રજપૂતો ઘણા શૌર્યથી લડયા, પણ બાબરની તોપો આગળ તેમનું કાંઈ ચાલ્યું નહિ. લડાઇમાં છેવટ બાબરનો જય થયો.

મોગલોનું રાજ્ય હિન્દુસ્તાનમાં પગભર થયું અને તરતને માટે રજપૂતોનું બળ તૂટ્યું.

ઇ. સ. ૧૫૩૦ માં બાબર મૃત્યુ પામ્યો.



# અકબર

[બાબર બાદશાહના મૃત્યુ પછી તેનો પુત્ર હુમાયું દિલ્હીની ગાદી પર આવ્યો. પરંતુ હુમાયું કાંઈ બાહોશ સરદાર ન હતો; એટલે **શેર**શાહ નામના એક પઠાણે તેને હરાવ્યો ને રાજ્ય ખૂંચવી લીધું.

હુમાયું પંદરેક વર્ષ સુધી તો રખડ્યો, પણ છેવટે પોતાના વિશ્વાસુ સરદાર બહેરામખાનની મદદથી તેણે દિલ્હીની ગાદી પાછી મેળવી.

બીજી વખત બાદશાહ થયા પછી તરત જ હુમાયું મૃત્યુ પામ્યો, ઇ. સ. ૧૫૫૬. હુમાયુંની પછી તેનો દીકરો **અ**કબર ગાદીએ આવ્યો.]

**અ**કબર બાદશાહનું નામ આખા **મો**ગલ વંશમાં પ્રસિદ્ધ છે. કેટલાએક લોકો તો તેને મહારાજ **અ**શોકની સાથે સરખાવે છે.

હુમાયું મરણ પામ્યો ત્યારે **અકબરની** ઉમ્મર ફક્ત ૧૩ વર્ષની હતી. **મોગલ** બાદશાહોનું રાજ્ય સ્થપાયે હજી વધારે વર્ષો થયાં ન હતાં અને ચારે તરફ શત્રુઓ ઘણા હતા. આવે પ્રસંગે **અકબરે** પોતાના ગુણોથી ને શક્તિથી પોતાનું રાજ્ય ઘેર કર્યું ને વધાર્યું એ કાંઈ નાનીસૂની વાત નથી.

**અકબરમાં** બાદશાહ તરીકેના કેટલાએક ખાસ ગુણો હતા, તે નીચેના બનાવો ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવશે.

હુમાયુંના મૃત્યુ વખતે **અકબર** બહેરામખાનની સાથે પંજાબમાં હતો. દરમીયાન, બંગાળામાં શેરશાહનો એક સગો દિલ્હીને હાથ કરવા મથતો હતો. તેણે હેમુ નામના એક વાણીયા સરદારને મોટું લશ્કર લઈ દિલ્હી મોકલ્યો.

હેમુ શરીરે દુબળો હતો, પણ બુદ્ધિમાં બહુ તેજસ્વી હતો. પાલખીમાં બેઠે બેઠે તેણે ઘણી લડાઈઓમાં જીત મેળવી હતી.

હેમુએ એક તરફથી દિલ્હી ને આગ્રા સર કર્યાં; પછી **અકબરને** હરાવીને નસાડી મુકવા તે પાણીપત તરફ ચાલ્યો.

બીજી પાસથી **અકબર** ને બહેરામખાન પાણીપતના મેદાનમાં દાખલ થયા. શરૂઆતમાં તો

હેમુનું લશ્કર જીત મેળવતું ચાલ્યું; એટલામાં હેમુની આંખમાં તીર વાગવાથી તે વિખેરાવા લાગ્યું.

તીર વાગવાથી બેશુદ્ધ થયેલા હેમુને અકબરના તંબુમાં લાવ્યા.

બહેરામખાને અકબરની સામું જોઇ કહ્યું, 'આ કાફરના શરીર ઉપર આપની સમશેરને અજમાવો. આવા નાપાક લોકોની કતલ કરવાથી ખુદા આપણા પર રાજી થાય છે.'

અકબર બોલી ઉઠયો, 'શું આવા મરી ગયેલા જેવા ઉપર મારે ઘા કરવો? બાદશાહની સમશેર તો સામે પગલે આવનારા વીર ઉપર ચલાવવી જોઇયે, નહિ કે આવા બેભાન મુડદાલ ઉપર.'

બન્યું એવું કે બહેરામખાને પોતે તલવાર વડે હેમુનું માથું ઉડાવી દીધું.

પણ અકબરને પોતાને એ કામ બાદશાહને છાજે એવું ન જણાયું. પોતાના શત્રુઓ તરફ પણ આવી ઉદારતા રાખવી એ અકબરની મોટાઇ હતી.

અકબરનું હૃદય કેવું દયાળુ હતું તે આપણે જોયું. પરંતુ જેને રાજ્ય ચલાવવું છે તે એકલી દયા રાખે તો ચાલે નહિ ને રાજ્યમાં અંધેર પેસે.

અકબર જેવો દયાળુ હતો તેવો જ જરૂર પડે ત્યારે આકરો હતો, ને પોતાનાં બહુ નજીકનાં માણસોને પણ શિક્ષા કરતાં આંચકો ખાતો નહિ.

બહેરામખાન અકબરનો શિક્ષાગુરુ હતો; બહેરામખાનની મદદથી હુમાયુંને બીજી વાર દિલ્હીની ગાદી મળી હતી; બહેરામખાનની સહાયથી જ અકબર બાદશાહ થઇ શકયો હતો; હેમુના લશ્કરનો પરાજય બહેરામ હોય તો જ થાય; અત્યારે પણ અકબરની ઉમ્મર નાની હોવાથી બહેરામખાન તેના રક્ષક તરીકે દિલ્હીનું રાજ્ય ચલાવતો હતો.

પરંતુ, આ બહેરામખાન જ્યારે હદ ઉપરાંત જોહુકમી લાગ્યો ને અકબરને બાળક જાણી તેની પણ ઓછી દરકાર કરવા લાગ્યો ત્યારે અકબરે પોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કર્યું.

અકબરે એકવાર એકાએક જાહેર કર્યું, 'આજ સુધી અમારી એવી ઇચ્છા હતી કે અમારા નામથી બહેરામખાન રાજ્યનો વહીવટ ચલાવે, પરંતુ આજથી રાજ્યની લગામ અમે અમારા હાથમાં લઇયે છીયે.'

બહેરામખાન જેવા સત્તાવાળા સરદારને તો આ સજા મૃત્યુથી પણ વધારે મોટી હતી. તે ખીજવાયો, બંડ કર્યું, માફી માગી ને મક્કે જતાં રસ્તામાં કોઇના હાથથી મૃત્યુ પામ્યો.

આવી એક બીજી પણ હકીકત છે.

**માહમ અનગા** નામની બાદશાહની એક ધાવ હતી. નાનપણના દુઃખના દિવસોમાં તેણે **અકબરને** છાતી સરસો રાખ્યો હતો ને **અકબરનો** તેના પર બહુ સ્નેહ હતો.

પણ આ બાઈ બહુ ખટપટી નીવડી. બહેરામખાન ગયા પછી રાજ્યમાં પોતાનું ધાર્યું અકબર કરે એવી તેની મુરાદ હતી. થોડા વખત સુધી તેની સત્તા જામી પણ ખરી.

**માહમ અનગાને આધમખાન** નામનો એક નીચ લંપટ દીકરો હતો. પોતે **અકબરનો** દુધભાઈ છે એમ માની તે ઘણો જ છકી ગયો હતો. એક વખત દારૂ પીને તે મહેલમાં આવ્યો ને ત્યાં દારૂના નિશામાં વજીર સાહેબનું ખૂન કર્યું. આસપાસ શોરબકોર થયો તે સાંભળીને **અકબર** પણ પાસેના ઓરડામાંથી ધસી આવ્યો, તો **આધમખાને અકબર** ઉપર પણ ઘા કરવાનો પ્રયત્ન કર્યો; પણ **અકબર** બચી ગયો.

આ જોઈ બાદશાહને ઘણું લાગી આવ્યું ને **આધમખાનને** અગાશીમાંથી નીચે ફેંકી મારી નાખવાનો હુકમ [illegible]. આ જ પ્રસંગે **માહમ અનગા** આવી

પહોંચી ને પોતાના પુત્રને માફ કરવાનું બાદશાહને કહ્યું; પણ અકબર દૃઢ રહ્યો. અકબર બોલ્યો, 'માહમ અનગા, તમે મારી માના રતાં પણ મારે વધારે છો, આ આધમખાન તો મારો ભાઈ જ છે—સગા ભાઈના જેવો જ. પરંતુ, મારાં સગાંવ્હાલાંઓ મારી પ્રજાને રંજાડે એ બાદશાહ તરીકે હું સહન કરી શકું તેમ નથી. મારે તો પહેલી મારી પ્રજા ને પછી મારૂં કુટુંબ. આધમખાનના પાપનો ઘડો હવે ભરાઈ ગયો છે; હવે તેને માફી આપવી એ તો પાપ છે.'

આધમખાનને નીચે ફેંકી મારી નાખ્યો; માહમ અનગા પણ પાછળથી વધારે જીવી નહિ.

અકબર ઈ. સ. ૧૬૦૫ માં મૃત્યુ પામ્યો.



# ઔરંગઝેબ

૧

[અકબરના મૃત્યુ પછી તેનો દીકરો જહાંગીર ને તેના પછી શાહજહાન ગાદીએ આવ્યા.

આ શાહજહાન બાદશાહે આગ્રામાં તાજમહેલ બંધાવ્યો—જે તાજ દુનીયાની ગણીગાંઠી જોવાલાયક ચીજોમાંની એક છે.

શાહજહાન બાદશાહને ચાર પુત્રો હતાઃ દારા, શુજા, મુરાદ ને ઔરંગઝેબ.]

ઔરંગઝેબ નાનપણથી જ હિમ્મતબાજ ને આગ્રહી હતો. ગમે તેવી આપત્તિમાં પણ તે મુંઝાતો નહિ અને પોતાનું ધારેલું કાર્ય શાંતિથી કર ા.

એક વખત શાહજહાને ઔરંગઝેબને લશ્કરની સાથે કંદહાર મોકલ્યો. કંદહારના જંગી ઉઝ્બેગોને

તાબે કરવામાં ભલભલા સરદારો પણ થાકી ગયા હતા, તો ઔરંગઝેબ તો હજી બાળક હતો.

એક વખત સાંજે બન્ને લશ્કરોની વચ્ચે લડાઇ બરાબર જામી. બેગ લોકો મોગલ લશ્કર ઉપર તૂટી પડ્યા ને તેમની તોપોએ તો કચરઘાણ વાળવા માંડ્યો.

એવામાં સૂર્યને અસ્ત થવાનો સમય થયો કે તરત જ શાહજાદો ઔરંગઝેબ પોતાના ઘોડા પરથી ઉતરી નીચે નિમાઝ પઢવા બેઠો.

તેની ચારેપાસ તોપના ભયંકર ગોળાઓ છુટતા હતા; તેની સન્મુખ બેગ લોકો કાળો કેર વર્તાવતા હતા; મોગલોના લશ્કરમાં મોટું રમખાણ મચ્યું હતું; એ પ્રસંગે ચુસ્ત ઇસ્લામી ઔરંગઝેબ નિમાઝ પઢવા બેઠો ! તેનું હૈયું લેશ પણ થડકતું ન હતું.

ઔરંગઝેબને નિમાઝ પઢતો જોઈ તેના દુશ્મનો બોલી ઉઠ્યા, 'આ નરની સામે લડવા જવું એ તો મૃત્યુના મોઢામાં જવા બરાબર છે.'

૨

[શાહજહાન ઘરડો થયો ત્યારે તેના દીકરાઓને ગાદી માટે મોટી લડાઈ થઈ. બધા ભાઇઓમાં ઔરંગઝેબ બહુ પક્કો હતો, એટલે છેવટે સૌને મારી

નાખી તેણે શાહજહાનને કેદ કર્યો અને પછી પોતે ગાદી ઉપર બેઠો.]

બાદશાહ થયા પછી ઔરંગઝેબનું જીવતર સુખમાં તો ગયું જ નથી. તે બહુ જ વ્હેમી હતો. પોતાને કોઈ ઝેર દેશે એવી તેને હમેશાં બીક રહેતી. તેના વ્હેમી સ્વભાવથી લોકો તેના પર બેદિલ થઈ ગયા હતા ને રાજ્યમાં જ્યાંત્યાં બંડ થતાં હતાં. આ રીતે જોતાં એક બાદશાહ તરીકે ઔરંગઝેબ તદ્દન નાલાયક નીવડ્યો.

મરણપથારી પર સુતાં સુતાં ઔરંગઝેબને પોતે કરેલાં કાર્યોનો ચિતાર ખડો થયો. ત્યારે તે કહે છે:—

'હું કોણ છું, ક્યાં જઇશ અથવા મારૂં શું થશે તે હું કહી શકતો નથી. હું પાપથી ભરેલો છું. મારૂં જીવતર એળે ગયું છે....મારા માટે ભવિષ્યમાં આશા છે જ નહિ....મારા હૈયામાં વિસામો નથી....મેં ઘણાં પાપ કર્યાં છે અને તેના બદલામાં મારે શું વેઠવું પડશે તે હું જાણતો નથી. યા અલ્લાહ.'

છતાં પણ, પોતાના ખાનગી જીવનમાં ઔરંગઝેબ બાદશાહ પાસેથી ઘણું શીખવાનું મળે છે. તે બહુ જ સાદું જીવન ગાળતો; જાતે ટોપીઓ શીવીને તથા કુરાન લખીને જે પૈસા આવે તેનો ધર્માદો કરતો.

ઔરંગઝેબ ખાવાપીવામાં બહુ જ નિયમિત હતો. તે દારૂ તો પીતો જ નહિ. દરેક રીતે એક ચુસ્ત મુસલમાને જેવી રીતે વર્તવું જોઇયે તેવી રીતે તે વર્તતો.

ઈ. સ. ૧૭૦૭ માં ૮૯ વર્ષની ઉમ્મરે દૌલતાબાદમાં ઔરંગઝેબ બાદશાહ મરણ પામ્યો.

# વાસ્કો ડ ગામા

---

[આજથી ઘણાં વર્ષો ઉપર ગ્રીસ દેશનો મહાન સિકંદર આપણા દેશમાં ચડી આવ્યો હતો તે તમે જાણો છો. ત્યાર પછી, મહમ્મદ ગિઝની, તૈમૂર, બાબર વગેરે મોટા લડાયક પુરુષો વાયવ્ય દિશાના પર્વતોને ઓળંગીને આપણા દેશમાં આવી ગયા. બાબરે તો બીજાઓની માફક લૂંટફાટ કરીને ચાલ્યા ન જતાં આપણા દેશમાં મુકામ કર્યો ને મોટી બાદશાહી સ્થાપી.]

**બાબર** આપણા દેશ ઉપર ચડી આવ્યો તે પહેલાં થોડાં વર્ષો ઉપર આપણા પશ્ચિમ કિનારા ઉપર યૂરપનો નામાંકિત ખલાસી ઉતર્યો.

એ ખલાસીનું નામ **વાસ્કો ડ ગામા** હતું. યૂરપની પશ્ચિમે આવેલા **પોર્ટુગલ** દેશનો તે રહેવાશી હતો.

ઘણા જૂના વખતથી આપણા દેશને યૂરપની સાથે વેપારનો સંબંધ ચાલ્યો આવતો હતો. આપણું ભરૂચ અને સિંધનું હૈદ્રાબાદ એ વખતનાં મોટાં બંદરો હતાં; અને બંગાળાનું કાપડ, દક્ષિણમાં મલબારનાં લાકડું ને તેજાના, ગોવળકોંડાના હીરા વગેરે માલ યૂરપમાં ઘણે મોંઘે મૂલ્યે વેચાતો હતો.

પરંતુ આ સઘળો માલ લઇ જવા લાવવાનું કામ આ વખતે મોટે ભાગે આરબ વેપારીઓના હાથમાં હતું, એટલું જ નહિ પણ માલને લઈ જવા લાવવાનો રસ્તો પણ મુસલમાન લોકોની હદમાં થઇને જતો હતો. મુસલમાનો થોડા સૈકા થયાં યૂરપના ખ્રિસ્તી લોકોના કટ્ટા દુશ્મન થયા હતા; એટલે યૂરપની પ્રજાને હિન્દુસ્તાનનો માલ મેળવતાં બહુ અડચણ પડવા લાગી.

આ અડચણ દૂર કરવા માટે વાસ્કો ડ ગામાએ પોર્ટુગલથી દરીયા રસ્તે સીધો હિન્દુસ્તાન પહોંચવાનો વિચાર કર્યો, અને પોર્ટુગલના રાજાની મદદથી ઇ.સ. ૧૪૯૭માં ચાર વહાણો લઇ તે નીકળ્યો.

આજ સુધી કોઇ માણસ યૂરપથી સીધે માર્ગે હિન્દમાં આવ્યો હોય એમ ગામાના જાણવામાં ન હતું. ગામા પોતે પણ માર્ગનો તદ્દન અજાણ્યો હતો, તોપણ પોર્ટુગલથી આફ્રિકાના પશ્ચિમ કિનારે થઇને

તેણે પોતાનાં વહાણો હંકાર્યાં. રસ્તામાં તેને મોટાં તોફાનો નડ્યાં અને તેના ખારવાઓ પણ કંટાળી ગયા; પરંતુ ગામા હિમ્મત હાર્યો નહિ. આફ્રિકાની દક્ષિણે પહોંચ્યા પછી તેને આપણા દેશનો એક વેપારી દલાલ મળ્યો; આ દલાલની બાતમી ગામાને ઘણી જ કિંમતી થઇ પડી. આ દલાલે ગામાને હિન્દના લોકોની, વેપારની, દરીયામાર્ગની વગેરેની બાતમી આપી, એટલે ગામા ઈ. સ. ૧૪૯૮ ના જૂન માસમાં આપણા પશ્ચિમ કિનારે કુલીકટ બંદરે ઉતર્યો.

કુલીકટમાં આ વખતે એક હિન્દુ રાજા રાજ્ય કરતો હતો. તેને લોકો 'ઝામોરિન' કહેતા હતા. કુલીકટનો વેપાર બહુ ધમધોકાર ચાલતો હતો.

ગામાને આવેલ જોઇ કુલીકટના આરબ તેમજ હિન્દુ વેપારીઓની આંખમાં ઝેર આવ્યું ને તેઓ તેને પજવવા લાગ્યા. ગામાએ પગપેસારો કરવાના હેતુથી 'હું વખાનો માર્યો અહીં આવ્યો છું; મારી સાથેનાં બીજાં વહાણોને તોફાન નડ્યું, એટલે અમે છૂટા પડી ગયા છીએ; થોડા રોજમાં વહાણોને સુધારીને હું ચાલ્યો જઈશ....' એવી ખોટી ખોટી હકીકત જાહેર કરી, ને પછી વેપારમાં પગપેસારો કરવા માટે બહુ જૂજ કિંમતે પોતાનો માલ વેચવા માંડ્યો.

ઝામોરિનના દરબારમાં તો ગામાને જોઇયે તેટલું માન ન મળ્યું, છતાં ગામાને બહુ અડચણ ન આવી.

થોડા વખતમાં ગામાએ પોતાનો માલ ખલાસ કર્યો, ને નવો માલ ભરી વહાણોને પાછાં ઘર તરફ હંકાર્યાં. ઈ. સ. ૧૪૯૯માં ગામા પોર્ટુંગલ પહોંચ્યો. ત્યાં રાજાએ તેનો ઘણો સત્કાર કર્યો. યૂરપથી હિન્દુસ્તાન આવવાનો સીધો જળમાર્ગ શોધી કાઢનાર ગામા હતો.

૨

પોર્ટુંગલ ગયા પછી ગામાએ તે દેશના રાજાને જણાવ્યું, 'જો આપણે દેશને ધનાઢ્ય બનાવવો હોય તો હિન્દનો વેપાર અવશ્ય ઉઠાવવો જોઇયે. હિન્દમાં અઢળક દ્રવ્ય છે ને વેપારને માટે ઘણો અવકાશ છે. પરંતુ એ વેપારને જમાવવા માટે લશ્કરની મદદની જરૂર પડશે. આરબો તેમજ બીજા વેપારીઓના હાથમાંથી વેપાર ખુંચવી લેવા માટે ત્યાં લશ્કર લઇને જવું જોઇયે.'

ત્યાર પછી ગામાએ વિસામો લીધો. ગામાની ગેરહાજરીમાં એક બીજા માણસને રાજાએ મોકલ્યો પણ તેને પૂરી ફતેહ મળી નહિ, એટલે વાસ્કો ડ ગામાને ઇ. સ. ૧૫૦૨ માં બીજીવાર હિન્દમાં આવવું પડ્યું.

આ વખતે તેની સાથે ૨૦ વહાણ ને ૮૦૦ લડવૈયા હતા.

ગામાનો વિચાર આ વખતે તો લૂંટફાટ કરીને પોતાનો દમામ બેસાડવાનો હતો. આવીને તરત જ તેણે કુલીકટ ઉપર તોપોનો મારો ચલાવ્યો. વળી તેણે દરીયામાંથી એક વહાણને પકડી તેમાંના ૮૦૦ માણસોનાં હાથ, નાક, કાન કાપી નાખી તેમને વહાણમાં ભર્યાં ને તેમના પર પાંદડાં પાથરીને વહાણને સળગાવી મુક્યું. આ બીજી વખતે ગામાએ જે ઘાતકી કર્મો કર્યાં છે તેનાથી ગામાના નામને મોટું કલંક ચોંટ્યું છે. પોતાના નજીવા જેવા વેપારના લાભને માટે દેશના લોકોને અપરાધ વિના કચરી નાખવાની રીતને અખત્યાર કરી ગામા ઇ. સ. ૧૫૦૨ માં પોર્ટુગલ પાછો ગયો.

ગામાના ગયા પછી થોડાં વર્ષો સુધી પોર્ટુગલના રાજાએ ગોઆ વગેરે સ્થળોમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું ને ભોગવ્યું. તેમના પછી વલંદાઓ, ફ્રેન્ચો વગેરે યૂરપના લોકો આપણા દેશમાં વેપાર કરવા આવ્યા ને રાજ્યો સ્થાપતા ગયા. તેમની સૌની સાથે અંગ્રેજ લોકો પણ વેપાર માટે આવ્યા હતા. આ અંગ્રેજ લોકોએ ધીમે ધીમે પોર્ટુગીઝ, વલંદા, ફ્રેન્ચ વગેરેને

તોડી પાડ્યા, અને આગળ જતાં આખા દેશમાં પોતાની સત્તા જમાવી દીધી.

અત્યારે આપણા દેશનું રાજ્યતંત્ર એ **અંગ્રેજ** લોકોના હાથમાં છે.

---

# શિવાજી મહારાજ

[જે વખતે ઔરંગઝેબ પોતાના ભાઇઓને હરાવી દિલ્હીની ગાદી ઉપર તરાપ મારવા જતો હતો તે અરસામાં દક્ષિણમાં એક વીર પુરુષે મુસલમાનોની સત્તા સામે ઝંડો ઉઠાવ્યો હતો. એ વીર પુરુષનું નામ શિવાજી હતું.]

શિવાજીનો જન્મ મહારાષ્ટ્રમાં ઈ. સ. ૧૬૨૭માં જીજીબાઇને પેટે થયો હતો. તેમના બાપનું નામ શાહજી હતું. શાહજી જાતે મરાઠા ક્ષત્રિય હતો ને બિજાપુરના સુલતાનનો એક લશ્કરી અમલદાર હતો.

શિવાજી નાનપણથી જ પાણીદાર હતા. તેમની માતા જીજીબાઇ બહુ જ ભાવિક સ્ત્રી હતાં અને ભવાની માતા ઉપર તેમને બહુ શ્રદ્ધા હતી. માતા

ઉપરની આ શ્રદ્ધા શિવાજીમાં પણ ઉતરી હતી. વળી છેક નાનપણથી શિવાજીએ મહાભારત તથા રામાયણની વીર કથાઓ સાંભળી હતી અને એ પુરુષોના જેવાં પરાક્રમો કરવાની હોંશ તેમનામાં વખતોવખત દેખાઇ આવતી. શિવાજી નાના હતા ત્યારે ઘણીવાર પોતાના ભાઇબંધોના ઉપરી થઇને તેમના પર હુકમ ચલાવતા અને પોતાના પ્રતાપથી તેમને કાબુમાં રાખતા.

તે મોટા થયા ત્યારે મુસલમાનોની સત્તા દક્ષિણમાં બરાબર જામી હતી; મહારાષ્ટ્રમાં મુસલમાન સુલતાનની આણ વર્તતી હતી અને મહારાષ્ટ્રનો ધર્મ ઘસાતો જતો હતો. મહારાષ્ટ્રના આ ધર્મનો પુનરુદ્ધાર કરવો એ શિવાજીનો મનોરથ હતો.

શિવાજીએ ધીમે ધીમે પોતાના બળથી મહારાષ્ટ્રના ઘણા કિલ્લાઓ તાબે કર્યા અને પોતાનું જૂદું રાજ્ય પણ સ્થાપ્યું. આ પ્રમાણે કરવામાં તેમને દિલ્હીના બાદશાહ ઔરંગઝેબની સાથે બાથ ભીડવી પડી હતી, અને છતાંય શિવાજી ડગ્યા ન હતા.

શિવાજી ખરા હિન્દુ રાજા હતા; તેમની રગેરગે હિન્દુધર્મનું અભિમાન સ્ફુરતું હતું; તે ગાયોનું અને બ્રાહ્મણોનું બહુ સારૂં રક્ષણ કરતા; તેમની પ્રજા તેમને

દેવતુલ્ય માનતી ને તેમને માટે ગમે તે કષ્ટ સહન કરવા તૈયાર હતી.

એક વખત શિવાજી મહારાજને દિલ્હીના દરબારમાં આમંત્રણ કરી ઔરંગઝેબે તેમનું યોગ્ય સન્માન ન કરતાં તેમને કેદ કર્યા. કેદખાનામાંથી શિવાજી મહારાજ યુક્તિથી છટકી ગયા અને પોતાની રાજધાની તરફ આવતાં માર્ગમાં એક સ્થળે એક બ્રાહ્મણને ઘેર ઉતર્યા. શિવાજી મહારાજની પાછળ બાદશાહના જે સવારો નીકળી પડ્યા હતા તેઓ પણ આ જ સ્થળે આવી પહોંચ્યા અને શંકા પડવાથી પેલા બ્રાહ્મણને સતાવવા લાગ્યા.

સિપાઇઓએ તો બ્રાહ્મણને ઘેર આવી રંજાડ કરી મુકી ને પૂછયું, 'આ તમારો મેમાન કોણ છે ? અમારા બાદશાહની ઝડપમાંથી શિવાજી નાસી છૂટચો છે તે તમારે ઘેર આવ્યો છે એમ જ અમને તો લાગે છે.'

બ્રાહ્મણને માથે પણ ભારે સંકટ આવ્યું. શિવાજી મહારાજ તો મહારાષ્ટ્રના પ્રાણ હતા. કોઈ પણ ઉપાયે તેમના શરીરનું રક્ષણ કરવું એ દરેક જણ પોતાનું પહેલું કર્તવ્ય સમજતો. બ્રાહ્મણે સિપાઇઓને જવાબ આપ્યો, 'ના રે ભાઈ, એ મહારાજ અમારે ત્યાં ક્યાંથી

હોય ! આ તો અમારા સગા છે ને બે દિવસ સુવાણુ આવ્યા છે.'

સિપાઇઓ આ વાત માની શક્યા નહિ, એટલે તેમણે એક યુક્તિ શોધી કાઢી. તેઓ બોલ્યા, 'જો એ તમારા સગા જ હોય તો તમે તેમની સાથે એક-સાથે બેસીને ભોજન લ્યો જોઇયે.'

પરંતુ ક્ષત્રિયની સાથે બ્રાહ્મણ ભોજન લે એ વાત બ્રાહ્મણની સ્ત્રીને ગળે ઉતરી નહિ. તે ખાનગીમાં બડબડવા લાગી, 'શું આપણે આ શિવાજીની ખાતર આપણો ધર્મ છોડવો અને આ દેહ વટલાવવો ? ના, આપણાથી એની સાથે બેસીને જમાય જ નહિ.'

પરંતુ બ્રાહ્મણે પોતાની સ્ત્રીને કહ્યું, 'જરા શાંત થા ને સાંભળ. આ શિવાજી મહારાજનું રક્ષણ કરવું એ અત્યારે આપણો મુખ્ય ધર્મ છે.

'શિવાજી મહારાજ હશે તો આખા મહારાષ્ટ્રનો ધમ ટકી રહેશે. એ પકડાશે તો આખા મહારાષ્ટ્રમાં ધમનું નામ નહિ રહે, અને માત્ર આપણો જ દેહ નહિ, પરંતુ આખા મહારાષ્ટ્રનો દેહ વટલાશે. આખા મહારાષ્ટ્રના ધર્મની ખાતર આપણો દેહ વટલાતો હોય તો છો વટલાય.'

બાદશાહના સિપાઇઓના વ્હેમને દૂર કરવા બ્રાહ્મણના કુટુંબે શિવાજીની સાથે ભોજન લીધું અને સિપાઇઓ ત્યાંથી ચાલ્યા ગયા.

ઇ. સ. ૧૬૮૦ માં શિવાજી મૃત્યુ પામ્યા.

---

# માધવરાવ પેશ્વા

૧

[શિવાજી મહારાજના મૃત્યુ પછી મરાઠાઓનું રાજ્ય ધીમે ધીમે વધવા લાગ્યું. પરંતુ શિવાજીના વંશના રાજાઓ જેમ જેમ નિર્બળ થવા લાગ્યા તેમ તેમ રાજ્યની લગામ તેમના મુખ્ય મંત્રીઓના હાથમાં આવી. આ મુખ્ય મંત્રીઓ પેશ્વાને નામે ઓળખાય છે. તેઓ જાતે બ્રાહ્મણો હતા અને રાજ્ય મેળવવામાં તથા ચલાવવામાં બહુ કુશળ હતા. જતે દિવસે તેઓ જ રાજ્યના ધણી થઇ પડયા.]

પેશ્વાઓના વખતમાં મરાઠાઓની સત્તા ઠીક જામી, પરંતુ ઇ. સ. ૧૭૬૧ માં મુસલમાન સરદાર અહમદશાહ દુરાનીએ પાણીપતના યુદ્ધમાં તેમનો

કચરઘાણ વાળી નાખ્યો; તે દિવસથી **મરાઠા** રાજ્ય તૂટયું.

**મરાઠાઓ**ના આ પડતીના કાળમાં પણ એક તેજસ્વી **પેશ્વા** ઝળકી નીકળ્યો; તેનું નામ **માધવરાવ પેશ્વા** હતું. તે ગાદી પર આવ્યો ત્યારે તેની ઉમ્મર નાની હતી. **પેશ્વાઓ**ના દરબારમાં આ વખતે બહુ જ અવ્યવસ્થા ચાલતી હતી; લશ્કરના અમલદારો **પેશ્વા**ના હુકમને માનતા જ નહિ; નોકરો બધા લાંચીયા, જુઠાબોલા ને કાવત્રાંબાજ થઇ ગયા હતા; ખુદ **પેશ્વાઓ**ના ઘરમાં ખટપટો ચાલી રહી હતી.

**માધવરાવ** એક વખત દરબારમાં બેઠો હતો તેવામાં લશ્કરના એક અમલદારે ભરસભામાં કહ્યું, 'હવે તો બધું છોકરીયું વાજું થઈ ગયું છે, છોકરીયું.' આવા અપમાનકારક શબ્દો સાંભળતાં વેંત જ **માધવરાવ** સિંહાસન પરથી ઉઠયો ને તે અમલદારને એક તમાચો ખેંચી કાઢયો. આ બનાવથી અમલદારોમાત્ર છક્કડ ખાઇ ગયા અને **માધવરાવ પેશ્વા**થી બ્હીને ચાલવા લાગ્યા.

**માધવરાવે મરાઠા** રાજ્યને પાછું ઠેકાણે લાવવાના ઘણા પ્રયત્નો કર્યા. આ પ્રયત્નોમાં તેમને ખરી સલાહ આપનાર અને એક રીતે કહીયે તો તેમના ગુરુ **રામશાસ્ત્રી** હતા.

## ૨

રામશાસ્ત્રી મહારાષ્ટ્રના એક પવિત્ર બ્રાહ્મણ હતા. એ પોતાની પત્ની સાથે એક સાદા ઘરમાં રહેતા હતા ને સાધુજીવન ગાળતા. માધવરાવ પેશ્વાએ તેમને પોતાના રાજ્યમાં મુખ્ય ન્યાયાધીશ બનાવ્યા. એમ કહેવાય છે કે માધવરાવ રોજ રામશાસ્ત્રીની પાસે જઇ તેમને પગે પડતા અને તેમની આજ્ઞા માથે ચડાવતા.

રામશાસ્ત્રીનું આટલું બધું માન હોવા છતાં તેમને સાદાઇ કેટલી બધી વ્હાલી હતી તે નીચેના એક ઉદાહરણ ઉપરથી જણાઇ આવશે.

એક વખત રામશાસ્ત્રીનાં સ્ત્રીને રાણીઓએ પોતાને મહેલે બોલાવ્યાં. શાસ્ત્રીજીનું જીવન બહુ જ સાદું હતું. એવો મોટો અધિકાર હોવા છતાં તેઓ ઘેર પાલખી વગેરે રાખતા નહિ. તેમની સ્ત્રીની ડોકમાં ઘરેણાં પણ ન હતાં.

રામશાસ્ત્રીનાં સ્ત્રી દરબારમાં ગયાં ત્યારે તેમની આટલી બધી સાદાઈ જોઇને રાણીઓને બહુ આશ્ચર્ય થયું અને તેમણે તેમને પોતાના સોનાજવાહીરના દાગીનાઓ ભેટ કર્યા. શાસ્ત્રીની સ્ત્રીએ ઘણી ના પાડી, છતાં રાણીઓએ માન્યું નહિ. જવાનો વખત થયો

ત્યારે રાણીઓએ શાસ્ત્રીનાં સ્ત્રીને માટે સોનાની પાલખી મંગાવી ને તેમાં તેમને વિદાય કર્યાં.

સોનાની પાલખી રાજ્યમાર્ગ ઉપર થઇને ઘેર આવી. ઘેર શાસ્ત્રીજી બારણું અટકાવી ઓરડામાં આસન પર બેઠા બેઠા વાંચતા હતા. પાલખીના સિપાઇઓએ બારણું ઠોક્યું, 'ઉઘાડો, ઉઘાડો.' શાસ્ત્રીજીએ જાળીમાંથી જોયું તો સોનાની પાલખી દીઠી અને અંદર પોતાની સ્ત્રીને જોઇ.

સિપાઇ ફરીથી બોલ્યો, 'ઉઘાડો.'

શાસ્ત્રી—'કોણ છે?'

સિપાઈ—'એ તો આપનાં સ્ત્રી છે.'

શાસ્ત્રી—'એ મારી સ્ત્રી ન હોય. સોનાની પાલખીમાં બેસે ને આટલાં બધાં ઘરેણાં પહેરે એવી મારી સ્ત્રી ન હોય. એ કોઇ બીજી બાઈ હશે.'

શાસ્ત્રીજીનાં વહુ તરત સમજી ગયાં. તેમણે એકદમ પાલખી પાછી હંકાવી; મહેલમાં જઇ સોનાના અલંકારો વગેરે જે હતું તે પાછું આપી દીધું અને પગે ચાલીને ઘેર આવ્યાં. બારણે આવીને કહ્યું, 'સ્વામીનાથ, બારણું ઉઘાડો.' શાસ્ત્રીજી બારણે આવ્યા ને બારણું ઉઘાડતા બોલ્યા, 'હં, હવે તું મારી સ્ત્રી ખરી. આપણે તો બ્રાહ્મણો છીએ. એ સોનારૂપાનાં

ઘરેણાં તો ગમાર લોકોનું ભૂષણ છે. આ આપણી સાદાઇ એ જ આપણું તો મોટું ભૂષણ. તને વળી કોણે ભરમાવી પાડી?'

શાસ્ત્રીજીનાં વહુ બહુ શરમાઇ ગયાં.

આવા ઉચ્ચ વિચારોવાળા માણસોની મદદથી માધવરાવ પેશ્વાએ રાજ્યમાં સુધારો કરવાનો વિચાર રાખ્યો હતો. પરંતુ મરાઠાઓનાં કમનસીબે તેઓ નાની ઉમ્મરમાં જ મરણ પામ્યા.

---

# રાણી વિકટોરીયા

[માધવરાવ પેશ્વાના મૃત્યુ પછી તો મરાઠાઓનું રાજ્ય અસ્ત થતું ચાલ્યું.

આ વખતે આપણા દેશમાં અંગ્રેજ લોકોની સત્તા સારા વેગથી જામી હતી. બીજા યૂરપીયનોને નસાડી મૂકી તેઓએ ડગલે ડગલે આપણો દેશ હાથ કરવા માંડયો ને ઇ. સ. ૧૮૫૯ની સાલમાં ઇંગ્લાંડનાં રાણી વિકટોરીયા આપણા દેશનાં પણ રાણી થયાં.]

રાણી વિકટોરીયાનો જન્મ ઇ. સ. ૧૮૧૯ ની સાલમાં થયો હતો. વિકટોરીયાના કાકા વિલીયમને સંતાન ન હતું, એટલે વિકટોરીયાને જ ગાદી મળશે એમ તેમની માને ખબર હતી. એટલે છેક નાનપણથી જ એક સારી રાણીને છાજે એવી કેળવણી તેમને અપાવા લાગી.

અઢાર વર્ષની ઉમ્મરે એક રાત્રિએ વિક્ટોરીયા સૂતાં હતાં ત્યાં નોકરે એકાએક ઓરડાનું બારણું ખખડાવ્યું. વિક્ટોરીયા એકાએક જાગી ઉઠયાં ને પૂછયું, 'કોણ ?'

નોકર—'જી, એ તો હું.'

વિ—'આટલી મોડી રાત્રિએ બારણું કેમ ખખડાવ્યું ?'

નોકર—'જી, વડા પ્રધાન તથા વડા ધર્મગુરુ આપને મળવા માટે આવ્યા છે.'

વિક્ટોરીયાના પેટમાં ફાળ પડી; તેઓ ધોળી શાલ ઓઢીને એકદમ બહાર આવ્યાં.

વડા પ્રધાને શોકભર્યા વદનથી કહ્યું, 'આપના કાકા ગુજરી ગયા છે અને આપ રાણી થયાં છો.'

વિક્ટોરીયાનું હૈયું ભરાઇ આવ્યું ને આંખમાં આંસુ આવ્યાં. આંસુ ખાળતાં ખાળતાં તે બોલ્યાં, 'ગુરો, હું બાળક છું, અબળા છું—રાજ્યના મામલાથી બિનવાકેફ છું. પ્રભો ! વ્હાલા ગુરુજી, આવડું મોટું રાજ્ય સારી રીતે ચલાવવાની પ્રભુ મને શક્તિ આપે એવી પ્રાર્થના કરો.'

ધર્મગુરુએ ઘુંટણ પર પડી પ્રભુની પ્રાર્થના કરી અને પછી બન્ને જણ વિદાય થયા.

એક વખત પ્રધાન ડ્યૂક ઓવ વેલિંગ્ટન વિક્ટોરીયા રાણી પાસે એક કાગળ લઇ આવ્યો. આ કાગળમાં એક સિપાઇને ફાંસીની શિક્ષાનો હુકમ લખ્યો હતો ને તેમાં રાણીની સહી લેવાની હતી.

કાગળ વાંચીને વિક્ટોરીયાએ પૂછ્યું, 'આ માણસને માફી આપી ન શકાય?'

ડ્યૂક ઓવ વેલિંગ્ટને આગ્રહથી જણાવ્યું, 'તેણે એકવાર બેવાર નહિ, પણ ઘણીવાર હુકમોનો તિરસ્કાર કર્યો છે અને એના વર્તનથી આખા લશ્કરમાં ગેરવ્યવસ્થા થતી જાય છે; માટે એને તો ફાંસીને લાકડે જ લટકાવવો જોઇયે.'

રાણીએ ધીમે રહીને પૂછ્યું, 'પણ એક મનુષ્ય તરીકે એનામાં કંઈ સારો ગુણ છે?'

વેલિંગ્ટન જરા શાંત થઇ બોલ્યો, 'હા, એમ તો બાપડો છે ભલો. એનાં બાયડીછોકરાંને બહુ અચ્છી રીતે પાળે છે.'

'તો પછી વેલિંગ્ટન, તેને આ વખત માફી આપો.' આટલું કહી રાણીએ તે કાગળ પર જ માફીપત્ર લખ્યું.

ઇ. સ. ૧૮૫૮ માં આપણા દેશમાં અંગ્રેજ લોકો સામે બળવો થયો અને સેંકડો માણસોના પ્રાણ

ગયા; એ સાંભળી રાણી વિકટોરીયાને બહુ લાગી આવ્યું હતું. બળવો શાંત થયા પછી આપણા દેશનો કારભાર તેમના હાથમાં આવ્યો ને તે આપણાં રાણી થયાં.

રાણી વિકટોરીયા ઇ. સ. ૧૯૦૧ માં બ્યાશી વર્ષની ઉમ્મરે ગુજરી ગયાં.

---